# અમર મહાજનો

## ઝગલુલ
## અને
## લેનીન



# અમર મહાજનો

## ૧. લેનીન અને ઝગલુલ

લેખક : કકલભાઈ કોઠારી



સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર

# નિવેદન

આખરે 'અમર મહાજનો'ની લખવા ધારેલી પુસ્તકમાળાના પહેલા પુસ્તક તરીકે 'લેનીન અને ઝગલુલ'ની જીવનકથાઓ દુનિયાની રોશની જૂએ છે. 'લેનીન અને ઝગલુલ' પ્રગટ થવાની બે ત્રણ વખત જાહેરાત થયા પછી, એ જાહેરાતની તિથિએ પુસ્તક બહાર પડી શકયું નથી, એનું મુખ્ય કારણ એ છે કે ખાસ કરીને લેનીનની જીવનકથા લખતી વેળા નવું નવું સાહિત્ય હાથ લાગ્યા જ કરતું અને લેખકથી તેનો ઉપયોગ કરવાનો લાભ છોડી શકાતો નહિ. પરિણામે પ્રસિદ્ધિનો દિવસ દૂર દૂર ઠેલાતો.

હજી યે, આ પાછળનાં પૃષ્ટો ઉપર જે સામગ્રી રજૂ થાય છે, તેથી લેખકને સંતોષ નથી : અત્યારે જ, તેની પાસે બોલ્શેવીઝમના સંસ્થાપક અને જગતભરના પીડિતો અને દલિતો વતી ઝારશાહીની સામે ઝઝૂમનાર લેનીનના જીવનની એટલી અનેકવિધ સામગ્રી પડી છે, કે જેનો તેનાથી ઉપયોગ થઇ શક્યો નથી. ભવિષ્યમાં, અનુકૂળતાએ લેનીનની વિસ્તૃત જીવનકથા લખવાની લેખકની મુરાદ છે.

આ જીવનકથાઓમાં જે પુરૂષની જીવનકથા લખાય છે તેને મધ્યવર્તી રાખી તેના કાળનો ઇતિહાસ આલેખવાનો પ્રયત્ન થયો છે. ઝગલુલની જીવનકથામાં, ઝગલુલની સાથે સંબંધ રાખતો ઇજીપ્તની સ્વાતંત્ર્યની લડતનો ઇતિહાસ ગુંથવામાં આવ્યો

છે, જ્યારે લેનીનની જીવનકથામાં રશિયાના બન્ને જગમશહુર વિપ્લવો, ઝારશાહીનાં છેલ્લાં તરફડીયાં અને નવા સામ્યવાદી સોવીયેટ તંત્રના નવવિધાનનો ઇતિહાસ અપાયો છે.

આ જીવનકથાઓ સ્પષ્ટ રીતે ધ્યેયલક્ષી છે. લેખકનો ઉદ્દેશ લેનીન અને ઝગલુલ સમા અમર મહાજનોની જીવનકથા દ્વારા આ પુસ્તકના વાંચનાર સમક્ષ ચોક્કસ પ્રકારની વિપ્લવવાદી વિચારણાની સામગ્રી રજૂ કરવાનો છે. લેખકે એ જ ઉદ્દેશથી આ કાર્ય હાથમાં લીધું છે. આ ઉદ્દેશ કેટલો ફળે છે તે અત્યારે ન કહી શકાય.

છેવટે, લેનીનની જીવનકથા માટે મને શ્રી. ગૌરીશંકર જોશી અને રગીલદાસ કાપડિયા તરફથી ઉપયોગી સાહિત્ય મળ્યું છે તે બદલ તેમનો આભાર માનું છું. તેમના તરફથી મળી છે તે સામગ્રી ન મળી હોત તો લેનીનની જીવનકથામાં આથી અર્ધી યે વિગતો ન મૂકી શકાત.

૩૧ જુલાઇ, ૧૯૨૯ લેખક



## બીજી આવૃત્તિ વેળા

લેનીન–ઝગલુલની જીવનકથાની બીજી આવૃત્તિની જરૂરત તો છેલ્લા રાષ્ટ્રીય યુદ્ધ પહેલાં જ ઉભી થયેલી. પરંતુ તે અત્યારે જ બની શકે છે. લેખકની ઇચ્છા બીજી આવૃત્તિ વખતે, નવી માહિતીને આધારે પુસ્તકમાં સુધારા–વધારા કરવાની હતી. પરંતુ તે નથી બની શક્યું. હવે તો, ઉપરના નિવેદનમાં પ્રગટ કરેલા મનોરથ સફળ કરવાનો યોગ ભવિષ્યમાં સાંપડશે ત્યારે જ એ બની શકશે.

૨૫ ઓક્ટોમ્બર, ૧૯૩૧ લેખક

# અનુક્રમ



# ચિત્રસૂચી

# —અમારાં પુસ્તકો—

સૌરાષ્ટ્રની રસધાર
ધારા પહેલી
ધારા બીજી
ધારા ત્રીજી
ધારા ચોથી
ધારા પાંચમી

સોરઠી બહારવટીયા
ખંડ પહેલો
ખંડ બીજો
ખંડ ત્રીજો

બહારવટીયો જોગીદાસ
સોરઠી સંતો ખંડ પહેલો
સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં
સોરઠી ગીતકથાઓ
કંકાવટી
દાદાજીની વાતો
ડોશીમાની વાતો
રઢીયાળી રાત ભાગ ૧લો
,, ભાગ ૨જો
,, ભાગ ૩જો
ચુંદડી ભાગ પહેલો
,, ભાગ બીજો
હાલરડાં

ઋતુગીતો
એશિયાનું કલંક
સળગતું આયર્લૅન્ડ
હંગેરીનો તારણહાર
લેનીન અને ઝગલુલ
મિસરનો મુક્તિસંગ્રામ
ઝંડાધારી (સ્વામી દયાનંદ)
સત્યવીર શ્રદ્ધાનંદ
રાષ્ટ્રવીર શિવરાજ
નરવીર લાલાજી
રાજસ્થાનોની સમસ્યા
કુરબાનીની કથાઓ
બુઝાતો દીપક ભાગ ૧ લો
,, ભાગ ૨ જો
શાહજહાં (નાટક)
રાણા પ્રતાપ ,,
વેણીનાં ફુલ
કિલ્લોલ
કોઈનો લાડકવાયો
છેલ્લો કટોરો
પાડિતોનાં ગીતો (છપાય છે)
ઓળીપો અને બીજી પ્રેમકથાઓ
ચિતાના અંગારા

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર

# લાડીમીર લેનીન

§૧

રશિયાના પાટનગરમાં ફાંસીનો માચડો ઉભો કરવામાં આવ્યો હતો. ઝાર એલેકઝાંડર ત્રીજાને ઠાર કરવાની કોશીષના ગુન્હેગાર એક જુવાન રશિયનને જીન્દગીની કુરબાની કરીને તેના દેશપ્રેમની કીમ્મત ચૂકવતો જોવાને–ફાંસીને માચડે ચડતો જોવાને–રશિયનોની ઠઠ્ઠ જામી હતી. ઝારશાહીની જડ ઉખેડી નાંખવા માટે, જાનને જોખમે ઝારશાહીના અંગભૂતોનાં ખૂન કરવાની હિંસક પદ્ધતિ અખત્યાર કરવી એ એક જ માર્ગ છે એમ દૃઢતાપૂર્વક માનનારો એ જુવાન ફાંસીના માચડા પાસે સ્મિત ફરકાવતો ઉભો હતો. 'મૃત્યુ પછી પુનર્જન્મ પામીને પણ, હું આ ઝારશાહીના ઉચ્છેદનને માટે જ ઝઝૂમીશ' એવો નિશ્ચય એના મુખની રેખાએ રેખા ઉપર અંકાયો હતો.

ઘંટડી વાગી. કાળા પોશાકમાં સજ્જ થયેલા ફાંસી ફરમાવનાર અમલદારે, હંમેશનો ક્રમ હોય તેમ, લાગણી વિનાના નિર્ઘૃણ અવાજે ઉચ્ચાર્યું : '...પાંચ મીનીટ રહી છે. મિત્રોને, માતાપિતાને, સ્વજનોને, જેને જેને મળવું હોય તેને મળી લ્યો.'

જુવાન દોડતો દોડતો, મેદનીને મોખરે તેનો નાનો બંધવો ઉભો હતો તેની પાસે ગયો. તેના આત્મામાં ગુંજન થઇ રહ્યું હતું કે 'મારી પાછળ મારૂં જીવનકાર્ય આ મારો સહોદર જ

ઉઠાવી લેવાનો છે.' એક માતાના ઉછંગમાં ખેલવાથી, ભ્રાતા ભ્રાતા વચ્ચે જે અપાર્થિવ પ્રેમ ઉપજે છે એ પ્રેમથી ઉભરાતા આ જુવાને તેના ભાઇને ભેટી, તેને એક આલિંગન દઇ, તેનો હાથ પોતાના હોઠ સુધી ઉંચો લીધો અને એક ચુંબન કર્યું–અને તેની સજળ બનેલી આંખોએ છેલ્લો વિદાય-સંદેશ દીધો.

પણ એ બધું છતાં, જ્યારે સમસ્ત માનવમેદનીનાં હૃદય લાગણીથી ઉછળી રહ્યાં હતાં, ત્યારે પણ એ નાનો ભાઇ ખડક સમો અડગ ઉભો રહ્યો. એના મુખ ઉપર કોઇ પ્રકારના ભાવની એક પણ રેખા ન દેખાઇ. પોતાની છેલ્લી વિદાય લેતા શહીદ ભ્રાતાના આ ભાવ–પ્રદર્શનના જવાબમાં, સત્તર વર્ષનો એ છોકરો માત્ર એટલું જ બોલ્યો : 'ઓ ! એ સાચો માર્ગ નથી.' અને એની આ લાગણીહીનતા જોઇ, સકળ જનસમૂહ સજ્જડ થઇ ગયો.

આ વાતને બે વર્ષ થયાં પછી, પોતાના મોટા ભાઇની ફાંસી વેળા 'ઓ ! એ સાચો માર્ગ નથી' એવી અકળ વાણી ઉચ્ચારનાર એ યુવક તેના વિદ્યાલયમાંથી, તેની ક્રાન્તિકારી પ્રવૃત્તિઓને કારણે બરતરફ થયો. એ અરસામાં રશિયામાં ભયંકર દુષ્કાળ પડ્યો. પ્રજાસેવકોએ, અમલદારોની સાથે મળીને રાહત–પ્રવૃત્તિઓ આરંભી.

એ દિવસોમાં રાહત–પ્રવૃત્તિનો કાર્યક્રમ ઘડવા કાર્યકર્તાઓની એક મોટી સભા મળી હતી. એ સભાના એક ખુણામાં આ યુવક બેઠો હતો. સૌ સેવકોનાં લાગણીભર્યાં, દર્દભર્યાં, રાહત–પ્રવૃત્તિ વિસ્તારવાને માટે વિનવણી કરતાં ભાષણો સાંભળી લીધા પછી, તે છલગ મારીને ઉભો થઇ ગયો અને ત્રાડ પાડીને બોલવા માંડ્યો : 'ના, ના, અમારે મદદ નથી જોઇતી. એ સાચો માર્ગ નથી. દુષ્કાળની દારૂણતા ઓછી કરવા પ્રયત્ન કરવો એ ખોટો માર્ગ છે. એનો અર્થ એ છે કે તમે ઝારશાહીની જીવનદોરી લંબાવવા ચાહો છો. ખરી વાત તો એ છે કે

ભૂખમરો જેટલો વ્યાપક અને ઉગ્ર બનાવી શકાય તેટલો બનાવો; અને એ રીતે અસંતોષ જેટલો સળગાવી શકાય તેટલો સળગાવો : તમે જે સંસ્થાનું–ઝારશાહીનું–નિકંદન ચાહો છો તેનું નિકંદન કાઢવાનો એ એક જ માર્ગ છે. અને ઝારશાહીના નાશ વિના, આ ગુલામીનો કદિ જ અંત આવવાનો નથી.' એ જુવાન એટલા આવેશથી બોલ્યો અને એટલું પ્રભાવશાળી બોલ્યો કે આખી સભા પરવશ બની તેને સાંભળી રહી. પણ જ્યારે તે બોલી રહ્યો ત્યારે સભાપતિએ તેને ગાંડો માણસ ગણીને કાઢી મૂક્યો.

આ પ્રસંગ પછી, એ જુવાને, બરાબર અઠ્ઠાવીશ વર્ષ સુધી રશિયામાંથી દેશપારીની સજા ભોગવી : અને એ અઠ્ઠાવીશ વર્ષ તેણે તેના વિચારોને અને જીવન–ફીલસુફીને મૂર્ત સ્વરૂપ આપવા દિવસરાત કામ કર્યું; ભૂખમરો અને બીજી અનેકવિધ હાડમારીઓની વચ્ચે, પળે પળે ઝારના હત્યારાઓને હાથે જાન ગુમાવવાની ભીતિ વચ્ચે, કામ કર્યું. અને ૧૯૧૭ના નવેમ્બર માસની ૭મી તારીખે તે પાછો સેન્ટ પીટર્સબર્ગ આવ્યો–હડધુત થતા ગાંડા માણસ તરીકે નહીં, પણ રાષ્ટ્રદેવ તરીકે પૂજા પામતા પ્રજાના તારણહાર તરીકે.

અઠ્ઠાવીશ વર્ષ પછી એ ફરીવાર પ્રજાસેવકોના સંઘ વચ્ચે, ખાસ ગોઠવેલી ઉંચી વ્યાખ્યાનપીઠ ઉપર ચડીને બોલવા ઉભો થયો અને જાડા, બાંધી દડીના, ખાસ આકર્ષણ ન કરી શકે એવા શરીરવાળો, આગળ નીકળી આવેલા ગાલનાં હાડકાંથી અને ઉપસેલાં ભવાંથી લાક્ષણિક રશિયન જેવો લાગતો, વિશાળ ભાલ અને પર્વતશૃંગ સમા મસ્તકથી સૌનું ધ્યાન ખેંચતો, ઝીણી, કાળી ચંચળ આંખ–કીકીઓથી સૌ કોઇને વશ કરી લેતો એ પુરૂષ શું બોલ્યો? તે માત્ર એટલું જ બોલ્યો કે 'એ સાચો માર્ગ નહોતો. આ માર્ગ એ સાચો માર્ગ છે!' ઝારશાહીનું ઉચ્છેદન કરીને સોવીયેટ તંત્રનું ખાતમુહૂર્ત કરતી મેદનીની તાળીઓથી અને હર્ષનાદથી સભામંડપ ક્યાંય સુધી ગાજી રહ્યો!

પ્રથમ ગાંડા માણુસ તરીકે અને પછી પ્રજાના તારણહાર તરીકે રશિયાના ઇતિહાસમાં અમર બની જનાર એ પુરૂષનું નામ લેનીન.

§૨

લેનીન એક ખેડૂતને ઘેર જન્મ્યો હતો. આજથી (૧૯૨૭) બરાબર ૫૭ વર્ષ પહેલાં, રશિયાના એક ગામડામાં, ખેડૂતના એક ઝુંપડામાં તેની બાલ–આંખોએ, પહેલવહેલી આ દુનિયાની રોશની જોઇ. લેનીન–જેનું ખરૂં નામ લાડીમીર ઉલ્યાનો છે–તેના પિતા ખેડૂત હોવા છતાં રશિયાની રાજસભાના સભાસદની પદવી સુધી ચડેલા, એટલે ખેડૂતના નશીબમાં લખાયેલાં કંગાલીયત અને દુઃખ દેખવાનો તેને વખત નહીં આવેલો : તેમજ શ્રીમંતાઇના વિલાસવૈભવથી પણ તે દૂર રહેલો. રશિયાના ઝારના જૂલ્માટથી રશિયાના એકેએક ખેડૂતના દિવસો દુઃખમાં જતા, ત્યારે આ કુટુમ્બ સુખી, શાન્ત જીવન જીવી શકતું; આ કુટુમ્બના સભ્યોને દુઃખ કે કનડગત શું એનો કદિ યે અંગત અનુભવ થતો નહીં : પણ એ છતાં યે, તેમની જ પાડોશમાં રહેતા તેમના જ જ્ઞાતિબંધુઓ જે દુઃખભરી જીન્દગી જીવતા તેથી તેઓ અજાણ ન્હોતા. તેઓ સૌ–લેનીનનું આખું કુટુમ્બ એ દુઃખ અને કનડગત જોઇ હમદર્દીની લાગણીથી દુઃખી બની રહેતું. એ કુટુમ્બના જુવાન સભ્યો એ દુઃખ અને કનડગતની સામે વારંવાર દાંત કચકચાવતા અને એ સ્થિતિ નાબૂદ કરવાને કૈં કૈં મનોરથો ઘડતા.

જૂલ્મ સામે ઝઝૂમવાનો, પરદુઃખ પેખી અમાપ પીડા અનુભવવાનો જાણે પરાપૂર્વથી ચાલ્યો આવતો વારસો હોય તેમ, બાળક લેનીનના મોટેરા ભાઇઓ અને બહેનોએ ઝારના તંત્રના

આ જૂલ્માટ સામે જંગ માંડયો. તેમણે એક પછી એક ઝારની જૂલ્મજહાંગીરી મિટાવવા, રશિયાને સ્વાધીન અને સ્વર્ગીય બનાવવા, કુરબાનીની કથાઓ રચવા માંડી. લેનીનનો મોટો ભાઇ એલેક્ઝાંડર, જેણે હસતે મ્હોંએ ફાંસીના માચડાને વધાવી લીધાનો રોમાંચકારી પ્રસંગ ઉપર અપાયો છે, તે પ્રથમથી એમ માનતો કે દુઃખીઓનાં દુઃખ કાપવા જાલીમોના જાન લેવા પડે તો તેમાં અધર્મ કે પાપ નથી. અને એલેક્ઝાંડર તેની એ માન્યતાને ચોકમાં ઉભીને પોકારતો. એલેક્ઝાંડરની આવી ક્રાન્તિકારી ઉગ્ર વિચારણા અને ઉદ્‌ઘોષણાને કારણે, જોતજોતામાં તો તેનું નામ રશિયાની પ્રત્યેક ક્રાન્તિકારી પ્રવૃત્તિના અગ્રણી તરીકે ઘેર ઘેર જાણીતું થઇ ગયેલું. મોટાભાઇ એલેક્ઝાંડરના જીવનની નાના લેનીન ઉપર કંઇ નાની સુની અસર નહોતી.

એલેક્ઝાંડરે પોતાની માન્યતાને ખાતર કોઇ અનન્ય આદર્શભક્તની અજોડ શ્રદ્ધાપૂર્વક રશિયાના દલિતોને નામે પોતાના પ્રાણને ન્યોછાવર કર્યાં, ત્યારે લેનીન સત્તર વર્ષનો બાળક હતો. પણ એ સત્તર વર્ષનો લેનીન પણ, એક દિવસ રશિયામાંથી ઝારશાહીનું નામનિશાન નાબૂદ કરી નાંખનાર રશિયાના તારણહાર લેનીનનું જ બાળ સ્વરૂપ હોવાથી, તેની આંખોનો પ્રકાશ અને તેના મ્હોંની મક્કમ રેખાઓ જોઇ, મરતાં મરતાં પણ એલેક્ઝાંડરને શાન્તિ હતી કે 'મારૂં આદરેલું કામ અધૂરૂં નહીં રહે. મારો નાનો ભાઇ એ ઝુંડો ઉપાડી લેશે અને હું જે નથી કરી શકયો તે કરી બતાવશે.' એજ આસ્થાથી, એલેક્ઝાંડરે મૃત્યુને ભેટવા જતા પહેલાં, તેની માતાની વિદાય લેતી વેળા, લેનીનની હાજરીમાં કહેલું કેઃ 'માતા, રશિયાના જુવાનો માટે બીજો રસ્તો નથી. મનુષ્યને માથે ઘણી ફરજો રહેલી છે. એક કુટુમ્બપ્રેમમાં બધાં કર્તવ્યોની સમાપ્તિ નથી થઇ જતી. કુટુમ્બપ્રેમ કરતાં યે વિશેષ ઉંચો અને વિશેષ ગરવો એવો એક ધર્મ છે અને તે દેશપ્રેમનો ધર્મ. એ ધર્મ બજાવતો બજાવતો હું આજે અમરતાને પંથે જાઉં છું. માતા,

અફસોસ ન કરો. માતા હું જાઉં છું, તમારી શુભાશિષો સાથે જાઉં છું અને રશિયાના દલિતોના ઉદ્ધારનું કાર્ય આ સહોદરને સોંપી જાઉં છું.'

લેનીન એ ચુપચાપ સાંભળી રહ્યો. અને એલેક્ઝાંડરે માચડે ચડયાં પહેલાં, મૃત્યુની ગોદમાં અદૃશ્ય થઇ જવા પૂર્વે માત્ર એક જ મિનિટ બાકી હતી ત્યારે, લેનીનને બીજી વાર, જબ્બર જનમેદની વચ્ચે જે વિદાયસન્દેશ આપેલો તે પણ તેણે આશ્ચર્યકર સ્વસ્થતાપૂર્વક સાંભળી લીધેલો. એલેક્ઝાંડરે તેની માતાની હાજરીમાં જ્યારે લેનીનને પોતાનું જીવનકાર્ય સોંપી જવાનું કહ્યું ત્યારે લેનીનના મનમાં ભારે મન્થન જાગ્યું હતું: અંદરથી અવાજ ઉઠતો હતો કે: 'આમ ફાંસીને માંચડે ચડી જવામાં સાચી ભાવનાભક્તિ છે? આ રીતે જાન કાઢી દેવાથી તો જે ધ્યેયને માટે આ બધો પરિશ્રમ છે તે નિરર્થક જાય છે, ઝારશાહી વધારે ને વધારે મદાંધ અને મજબૂત બનતી જાય છે. આમ વધઃસ્તંભે ચડી જવામાં કાંઇ અર્થ નથી. એ સાચો માર્ગ નથી. સાચો માર્ગ બીજો છે. એ હું બતાવીશ.' લેનીનના મનની આ વાત તેણે ત્યારે એલેક્ઝાન્ડરને કે તેની માતાને કહેલી નહીં: એલેક્-ઝાંડરે, તેની પ્યારી માતાની છેલ્લી વિદાય લેતી વેળા, તેના પગને આંસુથી નવરાવતાં નવરાવતાં જે કહેલું તે તેણે મુંગા મુંગા સાંભળી લીધેલું. પણ જ્યારે એલેક્ઝાંડરે માચડા ઉપર જતા પહેલાં વધઃસ્થાન ઉપર લેનીનને ભેટીને એની એ વાત ફરીવાર કહી, ત્યારે એ ચુપ ન રહી શક્યો. ત્યારે તે માત્ર એટલું જ બોલ્યો કે: 'એ સાચો માર્ગ નથી.'

લેનીનના એ શબ્દો પાસેનો લોકસમુદાય સજ્જડ બનીને સાંભળી રહ્યો. તેની સ્વસ્થ લાગણીહીનતા જોઇને કેટ-લાકને લેનીન તરફ—એ સત્તર વર્ષના છોકરા તરફ—અભાવ ઉત્પન્ન થયો. પણ એ છતાં લેનીન તેની વિચારણામાં અને તેના માર્ગમાં અડગ હતો. જ્યારે આખી મેદની એલેક્ઝાંડર

સમા વીર યુવકને ઝારના જૂલ્મનો ભોગ બની જાત કાઢી આપતો જોઇ અશ્રુભીની આંખે ઘર તરફ પાછી ફરતી હતી, જ્યારે કેટલાં યે વૃદ્ધ નરનારીઓ, જેઓ એલેક્ઝાંડરના અસામાન્ય ગુણોથી પરિચિત હતાં તેઓ તેમના રૂમાલ નીચે તેમની આંખોને છુપાવી ડુસકાં ભરતાં ભરતાં માર્ગ કાપતાં હતાં, ત્યારે એક લેનીન જ મક્કમ સીનો કરી, જાણે કંઇ બન્યું ન હોય તેમ, તેના વિચારોમાં મસ્ત રહીને, તેની સૈનિકની ચાલે, એકાકી, ઘેર જતો હતો. એ આખે રસ્તે તેના મનમાં એક જ વિચાર ઘોળાતો હતો : 'એલેક્ઝાંડરનો માર્ગ, એ સાચો માર્ગ નથી: સાચો માર્ગ મારો છે.'

એ સાચો માર્ગ કયો ? લેનીનની વિચારણા જૂદી હતી. એલેક્ઝાંડરની જેમ સહેલાઇથી ફાંસીને લાકડે લટકી જવાથી કર્તવ્યની સમાપ્તિ થઇ જાય છે એમ લેનીન નહોતો માનતો. એ છતાં, એલેક્ઝાંડરના ફાંસીના પ્રસંગની તેના જીવન ઉપર કાંઇ જેવી તેવી અસર નહોતી. લેનીનનો એક અંગ્રેજ જીવન–ચરિત્રલેખક માને છે કે એ પ્રસંગની લેનીનના જીવન ઉપર બહુ જ ઉંડી અસર પડી. એ પ્રસંગ પછી જ લેનીન સાચો વિપ્લવવાદી લેનીન બન્યો. એલેક્ઝાંડરે ફાંસીએ ચડતાં પહેલાં લેનીનના હાથ ઉપર જે છેલ્લું ચુમ્બન લીધેલું, તેથી લેનીનના જીવનમાં અદ્દભુત તત્ત્વો ઉમેરાયાં; લેનીન ઝારશાહીની સામે જીન્દગીભર ઝઝૂમવાના મક્કમ, મરણીયા નિશ્ચયથી નવાવતાર પામેલા માનવ–સમાનતાના સમરનો વીર યોદ્ધો બન્યો. એલેક્ઝાંડરના વધના એ પ્રસંગ ઉપર પાંત્રીશ પાંત્રીશ વર્ષો ચાલ્યાં ગયાં પછી લેનીન જ્યારે ઝારને જમીનદોસ્ત કરી સોવીયેટ રશિયાના અધ્યક્ષ તરીકે શાસન કરતો હતો, ત્યારે પણ એલેક્ઝાંડરની વાત નીકળતાં, લેનીનને પોતાને કોઇ વધઃસ્થાન તરફ ખેંચી જતું હોય તેવી લાગણી થતી. એલેક્ઝાંડરના વધનો પ્રસંગ જાણે હજી ગઇ કાલે જ બન્યો હોય એટલો તાજો તે તેની સ્મૃતિમાં તેના મૃત્યુ સુધી રહ્યો. લેનીન ઘણી યે વાર એ પ્રસંગનું અને તેની પાછળની

સૃષ્ટિનું નિર્દય પૃથક્કરણ કરતો, ત્યારે તેની માનસિક આંખ આગળ ઝાર શહેનશાહોના દાનવી અત્યાચારોનું પુનરાવર્તન થતું; દુઃખી, ચિંથરેહાલ, કંગાલ ખેડૂતોના કરૂણ સ્વરો તેને સંભળાતા, અને એ ઝારશાહીનું નિકંદન કાઢવા તે અધીરો બની રહેતો.

પણ, જેટલું બુદ્ધિગમ્ય હોય તેટલામાં જ આસ્થા મૂકનારો અને તેની અસામાન્ય ગણિતશક્તિને બળે કાર્યના વ્યૂહ ગોઠવી તે મુજબ પગલાં માંડનારો લેનીન, તેના વડીલ ભાઇ એલેક્ઝાંડરને માર્ગે ન જતાં, બીજે જ માર્ગે ગયો. લેનીન પ્રથમ પોતાને પ્રશ્નો પૂછતો : 'અનાજનો ઉત્પન્ન કરનાર ખેડૂત ભૂખે શા માટે મરવો જોઇએ ? કારખાનામાં રાતદિવસ કાળી મજૂરી કરનાર કામદારનાં બાળકો દૂધ વિના શા માટે ટળવળતાં હોવાં જોઇએ ? અને આ ખેડૂતો અને આ કામદાર તેમના લોહીનો પરસેવો કરી આટલી સમૃદ્ધિ ઉત્પન્ન કરતાં છતાં કંગાલિયતમાં સબડતા હોય ત્યારે ઉમરાવો અને જમીનદારો લક્ષ્મીના ખોળામાં મહાલે એ બને જ કેમ ?' અને પછી લેનીન પોતાની એ સમસ્યાઓનો પોતાની જ મેળે જવાબ આપતો : 'આ રાક્ષસી અન્યાય અને લૂંટ નીભી રહ્યાં છે તેનું કારણ ખેડૂતોના અને કામદારોના અજ્ઞાનમાં છે. તેમના એ અજ્ઞાનનો નાશ થવો જોઇએ : અને પછી જગતભરમાં કોઇની તાકાત નથી કે અનાજના ઉત્પન્ન કરનારને ભૂખે મારી શકે, લોહીનો પરસેવો કરી સંપત્તિ નીપજાવનારને કંગાલ રાખી શકે. ખેડૂત અને કામદારોમાં જ્ઞાનની ભૂખ લગાડવી જોઇએ, સુખી થવાની ઇચ્છા ઉત્પન્ન કરવી જોઇએ અને એ થાય કે તરત જ પરોપજીવી ઉમરાવો અને જમીનદારો—અને ખુદ ઝારશાહી નાબૂદ થઇ જશે.'

કૃષિકારો અને કામદારોને કેળવવામાં જ નૂતન રશિયાનું સર્જન છે એવું જ્યારે લેનીન વિચારતો થયો, ત્યારે તે કોલેજમાં અભ્યાસ કરતો હતો. પણ આવી ક્રાન્તિકારી અને રાજ્યદ્રોહી વિચારસૃષ્ટિમાં વિહરનાર અને અનેક નવજુવાનોને એ

સૃષ્ટિમાં ખેંચી જનાર બળવાખોરને માટે કોઇ પણ દેશની સરકારી કોલેજમાં જગ્યા હોઇ શકે જ નહીં. લેનીનને કોલેજમાંથી રજા મળી. તે રશિયાના પાટનગર પીટર્સબર્ગની કોલેજમાં ગયો. ત્યાં તેણે અર્થશાસ્ત્ર અને રાજકારણનો અભ્યાસ આદર્યો: પણ થોડા મહિના અભ્યાસ ન કર્યો ત્યાં તો રૂખસદ મળી.

છતાં એ લેનીન પીટર્સબર્ગમાં રહ્યો. પીટર્સબર્ગ ઝારનું પાટનગર હતું અને ત્યાં કારખાનાંઓ હતાં એટલે કામદારોને તાલીમ આપવાની લેનીનને પીટસબર્ગમાં સુન્દર તક મળી. લેનીને એ તકનો સરસ ઉપયોગ કરી લીધો. તેણે કામદારોનાં મંડળો સ્થાપ્યાં, તેમને તેમની શક્તિ અને તેમના હક્કોનું જ્ઞાન આપવા માંડયું. તેમનામાં વ્યવસ્થા અને એકદિલી મૂક્યાં. બીજી પાસ તેણે ખેડૂતો અને કામદારોની આર્થિક સ્થિતિનો ઉંડો અભ્યાસ કરવા માંડયો. અભ્યાસને પરિણામે તેણે શ્રમજીવીઓના ઉદ્ધારની ફીલ્સુફી સમજાવનારૂં અર્થશાસ્ત્રનું અસાધારણ પુસ્તક પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તક જોઇને રશિયાના વિચારકોએ ભાખ્યું કે લેનીનનો બુદ્ધિપ્રભાવ ન જીરવાય તેવો છે. રશિયાની સરકારને લાગ્યું કે લેનીન મહા ભયંકર માણસ છે. લેનીનને માટે ઝારની હકુમતમાં સ્થાન ન રહ્યું. લેનીન દેશપાર થયો. લેનીનને સાઇબીરીયાના ઉજ્જડ મુલકમાં મોકલી દેવામાં આવ્યો.

૬૩

લેનીને સાઇબીરીયાની ગુહાઓમાં પણ તેની સાધના ચાલુ રાખી. લેનીને એકાંતવાસમાં રશિયાના શ્રમજીવીઓની આર્થિક હાલતનો તલસ્પર્શી અભ્યાસ કરવા માંડયો અને એ અભ્યાસસંચયમાંથી અર્થશાસ્ત્રના ધીરગંભીર ગ્રંથો તૈયાર કર્યા. લેનીનના બુદ્ધિપ્રભાવે જગતના ભલા ભલા વિદ્વાનો અંજાઇ ગયા: લેનીનની મૌલિક વિચારણાએ અગ્રેસર વિપ્લવવાદીઓ

પણ સ્તબ્ધ થઇ ગયા. લેનીન સાઇબીરીયામાં સડતાં સડતાં, જગતનો મહાજન બની ગયો.

લેનીનના આ ગ્રંથોમાંથી, રશિયન ક્રાંતિકારીઓને ઝારશાહીનું નિકંદન કાઢવા પ્રેરતી રશિયન ખેડૂતો અને કામદારોની દુર્દશા નીચે મુજબ વ્યક્ત થતી. ફાટેલ ઓવરકોટ અને જૂના કાળા પાટલુનમાં સજ્જ થયેલો, ઝીણી, ખૂની આંખો ચમકાવતો, નાની, બરછટ, ટૂંકી મુછોથી ખુબ કરડો લાગતો, વિશાળ ભાલપ્રદેશથી સૌ કોઇમાં માનબુદ્ધિ પ્રેરતો, લેનીન જાણે સાઇબીરીઆના કોઇ ઉજ્જડ ગામની વિકરાળ ગુફાના દરવાજા પાસે ઉભો જગતને સંબોધતો હોય તેમ એ ગ્રંથોમાંથી અવાજ સંભળાતો :

'રશિયાનો જુવાન વર્ગ વિપ્લવને માટે આટલો આતુર કેમ બન્યો છે તેનાં કારણો સમજવાની પ્રથમ જરૂર છે. પહેલું તો, રશિયાનો ખેડૂત, કલ્પના ન આવી શકે એટલો કંગાલ છે. મોટા મોટા જમીનદારો હજારો એકર જમીનની માલિકી ભોગવી રહ્યા છે અને ખેડૂતોને તેમના ગુલામ તરીકે રાખી, તેમની કાળી મજૂરીમાંથી નીપજેલી દોલત ઉપર મોગલાઇ વૈભવ ભોગવી રહ્યા છે.

'રશિયામાં અત્યારે ૭૦૦ એવા મોટા જમીનદારો છે કે જે દરેકને પોતાની માલિકીની સરેરાશ ૮૦,૦૦૦ એકર જમીન છે. આ સાતસો જમીનદારો રશિયાની કુલ જમીનનો પોણો ભાગ ભોગવી રહ્યા છે, જ્યારે બાકીની જમીન ૬૦૦,૦૦૦ નાના ખાતેદારો વચ્ચે વહેંચાયેલી છે.

'જમીનદારોની લોખંડી એડી તળે જમીનદોસ્ત હાલતમાં જીવતા રશિયાના મોટા ભાગના ખેડૂતોની હાલત ભારે દયામણી છે. જમીનદારોની જમીન ખેડતા ખેડૂતો બધી રીતે તેમના ગુલામ છે અને તેમના ઉપર જમીનદારોની જંજીરો એવી રીતે નંખાયેલી છે કે તેઓ છૂટી જ શકતા નથી. આજે

( ઓગણીસમી સદીના છેલ્લા દશકમાં ) ખેડૂતોનો મોટો ભાગ ભૂખમરો વેઠી રહ્યો છે.

'બીજી પાસ કારખાનાંનાં કામદારોની દશા પણ એવી જ કંગાલ છે. ૧૮૬૧ના 'ખેડૂતોની સુધારણા'ના કાયદા પછી, રશિયામાં જેમ જમીનદારોના બડા બડા તાલુકાઓ વધી પડયા, તેમ મુડીવાદી કારખાનાંઓ પણ ખૂબ વધ્યાં. કેટલાંક મોટાં કારખાનાંઓ તો દશ દશ હજાર કામદારોને કામ આપવા જેટલાં વિસ્તાર પામ્યાં. ધીમે ધીમે આવાં જંગી કારખાનાંઓ દેશભરમાં પથરાયાં. રશિયામાં કૃષિકારોની સમસ્યામાં કામદારોનો પ્રશ્ન ઉમેરાયો.

'૧૮૬૬માં રશિયામાં કારખાનાંના કામદારોના ૨૭ ટકા ૧,૦૦૦થી વધારે કામદારોનો સમાવેશ કરતાં કારખાનાંઓમાં કામ કરતા. ૧૮૭૬માં એ પ્રમાણ ૪૦ ટકાએ પહોંચ્યું, ૧૮૯૦માં ૪૬ ટકાએ પહોંચ્યું. એનો અર્થ એ થયો કે કુલ કામદારોમાંથી અર્ધા તો ૧,૦૦૦ કરતાં વધારે કામદારોને રોજી આપતાં કારખાનાંમાં કામ કરે છે. ૧૮૯૪માં રશિયામાં કુલ ૨૨૪ મોટાં કારખાનાં હતાં, તેમાંથી માત્ર ૬૮ કપાસનાં કારખાનાં જતાં બાકીનાં ૧૫૬ કારખાનાં કરતાં ત્રણ ગણા કામદારોને રોકી રહ્યાં હતા.

'રશિયાના આ કામદારોને પશ્ચિમ યુરોપના કોઇ પણ દેશના કામદાર કરતાં ઘણી જ ઓછી રોજી મળે છે. જમીનદારોની ગુલામીમાંથી છૂટવા ખેડૂતોનાં ટોળે ટોળાં શહેરોમાં દોડે છે અને કારખાનાંમાં રોજી શોધે છે: અને એથી મુડીવાદીઓ રોજીના દર જેટલા નીચા રાખી શકાય તેટલા નીચા રાખે છે અને બીજી પાસ માત્ર હાડકાના માળખારૂપ રહેલા એ દુર્બળ કામદારો પાસેથી જેટલું કામ લઇ શકાય તેટલું કામ લ્યે છે.

'રશિયાના કામદારો અને ખેડૂતોની આ સ્થિતિ છે. તેમને તે દોઝખમાંથી ઉગારવા એ પ્રત્યેક માનવનો માનવધર્મ છે. એ

ધમ બજાવવાનો સાચો માર્ગ એ કામદારો અને કૃષિકારોની વચ્ચે વસી, તેમના દુઃખના ભાગીદાર બની, તેમના નિરાશ જીવનમાં એકાદ આશાકિરણનો પ્રકાશ રેલાવી, પ્રથમ તેમને પ્રાણવાન્ બનાવવાનો છે.'

લેનીન સાઇબીરીયામાં બેઠો બેઠો આ પ્રકારના વિચારો જૂદી જૂદી રીતે રશિયાના જુવાનોમાં ફેલાવ્યા કરતો હતો. તેની એ તલસ્પર્શી અને અભ્યાસસંગીન વિચારણા જેમ અભ્યાસપ્રિયોને આંજી નાંખતી, તેમ ભાવનાભર્યા, કૈં કૈં કરી બતાવવાની મહેચ્છાથી ઉભરાતા જુવાનોને ગાંડા બનાવી મૂકતી. રશિયાના સંખ્યાબંધ પાણીદાર જુવાનો, સાઇબીરીયાના બરફના વરસાદની વચ્ચે પણ અંદરની આગ સાબૂત રાખી રહેલા લેનીનની આજ્ઞા મુજબ કૃષિકારોમાં અને કામદારોમાં કામ કરવા લાગી જતાં. લેનીન જેટલાં વર્ષ સાઇબીરીયામાં રહ્યો, તેટલાં વર્ષમાં તો તેણે ઝારના સિંહાસન નીચે જબ્બર સુરંગ ખોદી કાઢી. એટલા સમયમાં તો તેણે જમીનદારો અને તાલુકદારોની મહેલાતોના પાયામાં ઘણે ઉંડે સુધી ખોદકામ કરી નાંખ્યું.

લેનીનની સજા પૂરી થઇ. સાઇબીરીયા છોડવાની તેને પરવાનગી મળી. પણ તેને રશિયામાં પ્રવેશ કરવાની મનાઇ હતી. લેનીને યુરોપની વાટ લીધી. ત્યાં અખાડા નાંખ્યા. લેનીનની આસપાસ ક્રાન્તિકારીઓ એકત્ર થવા માંડયા. લેનીને ઇશક્રા–Spark–અંગાર નામનું અખબાર શરૂ કર્યું. અત્યાર સુધી લેનીનનો સાદ છૂપો છુપો, અમુક સ્થળોમાં જ સંભળાતો. 'અંગાર'ના અંગારા યુરોપમાં વેરાવા માંડયા તે પહેલાં લેનીનનો સાદ રશિયાની સરહદ બહાર થોડો સંભળાતો. પણ અંગારની ધુણી નંખાયા પછી તો તે રશિયાના ગામેગામ અને યુરોપના દેશેદેશમાં પહોંચવા લાગ્યો. જગતના આઝાદીના આશકો લેનીન પાસેથી નવી ચેતના મેળવવા લાગ્યા. રશિયાના જુવાનોને લેનીનના 'અંગાર'નો સ્પર્શ થતાં તેઓ સળગવા લાગ્યા. ઝારના કારભારીઓને ભાન થયું કે

લેનીનને રશિયાની બહાર કાઢી મૂકયો છે, લેનીનનો દેહ રશિયાથી હજારો માઇલ દૂર છે, છતાં તે 'વિપ્લવવાદી વિચારણા' તો રશિયાને ઘેર ઘેર પહોંચી રહી છે–અને લેનીનને હાંકી કાઢવાનો મૂળ આશય તો અફળ ગયો છે. 'લેનીન, આટલો ભયંકર!' એવા આશ્ચર્ય–ઉદ્દગારો દ્વારા તેમની મનોવ્યથા વારંવાર પ્રકટ થવા માંડી; છતાં તેઓ તેમની સત્તાના નશામાં ચકચૂર રહ્યા. 'લેનીન અને તેની મંડળી રશિયાના શહેનશાહની પાસે શી વિસાતમાં છે?' એવી આત્મવંચનામાં જ હજી તે ગાફેલ હતા.

અને દરમ્યાન લેનીનનું ખોદકામ, દિવસે દિવસે વધારે ને વધારે વેગવન્ત અને જોરદાર બનતું ચાલુ જ હતું. લેનીન વારંવાર હિસાબ મૂકી, તેનો સન્દેશ કેટલે સુધી ઝીલાયો છે તેનું સાચું માપ કાઢી, 'અંગાર'ને માટે લેખિનીને કાગળ ઉપર દોડતી મૂકતાં પહેલાં બોલતો કે: 'હવે બહુ વાર નથી. વધારેમાં વધારે બે દશકામાં અને ઓછામાં ઓછા એક દશકામાં રશિયામાંથી ઝાર અને જમીનદારો જવા જ જોઇએ.'

§૪

સને ૧૯૦૫ના જાન્યુઆરી મહિનાની નવમા તારીખનો એ દિવસ. પોતાના હથોડાની તાકાત કેટલી છે એ સમજીને પોતાના હક્કોને માટે સંગઠિત સ્વરૂપમાં ઝુંબેશનો પ્રારંભ કરવા બદલ કામદારો ઉપર ઝારના ફરમાનથી એ દિવસે ગોળીઓ છૂટી. રશિયન વિપ્લવના પ્રારંભદિન તરીકે એ દિવસ રશિયાની તવારીખમાં અમર છે.

'કામદારો, તમારી તાકાત તમે સમજો, તમારી જંજીરો તમે ફગાવી દો અને તમે રશિયાના માલિક છો'–લેનીન અને તેના બહાદુર સાથીઓનો એ સન્દેશ રશિયાભરમાં છેલ્લાં

વર્ષોમાં ખુબ ખુબ પ્રસરી ચૂકયો હતો. ૧૯૦૫ના વર્ષમાં કારખાનાંઓવાળું રશિયાનું એક પણ શહેર એવું નહોતું રહ્યું કે જ્યાં કામદારોનું મંડળ ન હોય, જ્યાં કામદારોમાં લેનીનના 'અંગાર'નું છુપું વાચન ન ચાલતું હોય. એ સાલમાં રશિયાનું એક પણ શહેર એવું નહોતું કે જ્યાં છેલ્લાં વર્ષોમાં કામદારોએ પોતાના હક્કો માટે, પોતાને મનુષ્ય તરીકેની રોજી અને બીજી સગવડો મળવા માટે, જંગી હડતાલો પાડી ઝારશાહીના સ્તંભોને ધ્રુજાવી ન મૂકયા હોય.

વિપ્લવવાદી પ્રચારકાર્ય આટલે સુધી કામદારોમાં પહોંચેલું જોઇ, ઝારની છુપી પોલીસે અને પગારદાર માણસોએ કામદાર-મંડળોનો કબજો લેવા—કામદાર મંડળોને જૂદે જ માર્ગે વાળી જવા ખુબ મહેનત માંડી. તેમણે 'સુબાતોવ' નામનાં નવાં મંડળો સ્થાપ્યાં. એમાં કામદારોને સાંજે નિમંત્રી સ્વદેશપ્રેમનાં—એટલે કે ઝાર પ્રત્યે ભક્તિભાવ કેળવવાનાં—ભાષણો આપવા માંડયાં; તેમને જૂદી જૂદી રમતગમતોનાં સાધનો આપી રીઝવવા માંડયા; તરેહવાર ખાણાંઓની સગવડ આપી સંતોષવાનો પ્રયત્ન માંડયો; પણ એ બધું નિષ્ફળ ગયું. લેનીનનો 'અંગાર' ત્યાં પણ પહોંચતો. લેનીનની વિચાર–ચીનગારીઓ એ 'સુબાતોવ' મંડળોમાં પણ ચુપકીદીથી પહોંચી દારૂણ દાવાનળ પ્રગટાવવા લાગી. 'સુબાતોવ' મંડળોની આટલી આટલી લાલચો છતાં, લેનીન અને તેના સાથીઓનું એટલું સામર્થ્ય વધી ગયું કે, જેમ કોઇ જબ્બર ઘોડાપૂર નાળાં અને બંધોને તોડી સારી આલમ ઉપર ફરી વળે, તેમ લેનીનના વિચારોએ ઝારની છુપી પોલીસ અને પગારદાર માણસોની ઇમારતોનો ભુક્કો કરી નાખ્યો અને રશિયાનો કામદારસંઘ વિપ્લવના ઝંડા નીચે આવીને ઉભો.

૧૯૦૫ની સાલ આવી. વિપ્લવવાદીઓને દેખાયું કે આ વર્ષમાં ગંભીર ઉથલપાથલ થવી જોઇએ. લેનીને હિસાબ મુકયો કે કામદારોએ હથોડો ઉગામવાની ઘડી આવી પહોંચી છે—આ

વેળા એ હથોડો ઝારશાહીને કદાચ કચડી નાંખી નહીં શકે તો આ પ્રયાસ એક અજમાયશરૂપ બનશે, કામદારોને માટે તાલીમ સમાન નીવડશે અને પછી તો થોડાં જ વર્ષોમાં આ આક્રમણનું પુનરાવર્તન ભજવી શકાશે. રશિયા જાપાન વચ્ચેની લડાઇમાં રશિયાને સખ્ત હાર મળેલી તેથી રશિયાભરમાં ઝારશાહી સામે સખ્ત અસંતોષ ઉત્પન્ન થયો હોવાને કારણે વિપ્લવવાદીઓની આ વિચારણાને વિશેષ વેગ મળ્યો. છતાં યે ઝાર તો, તેના વિશાળ રશિયન સામ્રાજ્ય સામે નજર નાંખીને અને તેનાં અમાપ સાધનો અને તેના અતિ જબ્બર લશ્કરી બળ ઉપર મુસ્તાક રહીને, તેના નજીક આવતા જતા કયામતના દિવસ તરફ બેપરવા જ રહ્યો.

૧૯૦૫ના જાન્યુઆરીની નવમી તારીખે જે 'ઇતિહાસ' રચાયો, અને જેને પરિણામે સમસ્ત રશિયાના તમામ કામદારો ખળભળી ઉઠયા તેનો પ્રારંભ ૧૯૦૪ના ડીસેમ્બરની અધવચમાં થયો. એ સમયે પીટર્સબર્ગના એક કારખાનામાંથી પૂરતાં કારણો વિના, ચાર કામદારોને બરતરફ કરવામાં આવ્યા. એ કારખાનાનાં કામદારોનાં મંડળે, તેના સરદાર ગેપન—જે ખ્રીસ્તી સાધુ હતો અને જેના ઉપર ઝારની મીઠી નજર હતી—તેની સૂચના નીચે, એ ચાર કામદારોને પાછા કામ ઉપર લઇ લેવા અરજીઓ કરી. પણ તે નિરર્થક ગઇ. કામદાર મંડળે હડતાલ પાડવાનો ઠરાવ કર્યો. ૩જી જાન્યુઆરીએ હડતાલની દાંડી પીટાઇ. હમદર્દી બતાવવા બીજાં કારખાનાંઓના કામદારોએ પણ હથિયાર હેઠાં મુક્યાં. દોઢ લાખ કામદારોએ હડતાલ પાડી. પીટર્સબર્ગમાં તે દિવસે એક પણ અખબાર ન છપાઇ શકયું. અને અખબારને સ્થાને વિપ્લવવાદીઓની પત્રિકાઓ ઘેર ઘેર પહોંચી ગઇ.

ગેપન આ હડતાલ વિપ્લવવાદીઓના હાથમાં સરી જતી જોઇ ચમકયો. તેણે ચોથી જાન્યુઆરીએ કામદારોની એક સભા

બોલાવી તેમની ફરિયાદો ખુદ ઝાર પાસે રજૂ કરવાનો માર્ગ બતાવ્યો. કામદારોના સરઘસને મોખરે પોતે ઝાર પાસે આવવાનું કબૂલ કર્યું. કેટલાક કામદારોએ આ માર્ગમાં અશ્રદ્ધા બતાવતાં કહ્યું: '...ઝાર આપણને મળશે નહીં તો?' ત્યારે ગેપને તત્કાળ સમયસૂચકતાપૂર્વક તેમને શાન્ત પાડનારો જવાબ દીધો કે 'તો આપણે ઝારને કાઢી મૂકશું.' અને ગેપનના મુખમાંથી આ શબ્દો નીકળ્યા કે તરતજ કામદારો સંયુક્ત અવાજે બોલી ઉઠ્યા કે 'અમારે ઝાર નહીં જોઇએ, અમારે ઝાર નહીં જોઇએ.'

નવમી જાન્યુઆરીએ કામદારોનું સરઘસ ઝારના મહેલ તરફ ચાલ્યું. ઝારના કારભારીઓને કામદારોની આ પ્રવૃત્તિના રંગોની ઠીક ઠીક માહિતી હતી; છતાં, તેમણે તો માની લીધું કે કામદારોનું આ સરઘસ સીધું ઝાર પાસે જાય છે એ વિપ્લવનો જ પ્રારંભ છે. અને તેમણે નિર્ણય કર્યો કે ઝારે સરઘસને આદર નહીં આપવો જોઇએ, એટલુંજ નહીં પણ સરઘસ ઉપર ગોળીઓ છોડી તેને ઝારની શક્તિનું ભાન કરાવવું જોઇએ. પોતાના આપખુદીના ઇશ્વરી હક્કમાં માનનારા ઝારે પણ આજ દૃષ્ટિકોણથી કામદારોના સરઘસ તરફ જોયું અને ગોળીઓ ચલાવવાનો લશ્કરને હુકમ આપી દીધો.

હજારો કામદારોનું એ સરઘસ નારવા ટાવર પાસે પહોંચ્યું. એક અંગ્રેજ અખબારનવેશ બયાન આપે છે તે મુજબ 'ભગવાન ઝારમાં અખૂટ શ્રદ્ધાભર્યા એક સાચા ખ્રીસ્તીની પાછળ કામદારો ચુપચાપ ચાલ્યા જતા હતા.' સરઘસમાં કોઇની પાસે નહોતી રાતી પતાકા કે નહોતી વિપ્લવવાદી પત્રિકા. ઝાર શહેનશાહની પાસે તેની વફાદાર રૈયત અરજે જતી હોય તેમ સરઘસ ચાલતું હતું. ઝાર અરજ સાંભળશે એવી સૌને આસ્થા હતી. ગોળીબહારની તો કોઇને સ્વપ્ને પણ કલ્પના નહોતી.

પણ, નારવા ટાવર પાસે સરઘસ ઉપર અચાનક ગોળીઓ છૂટી. ટાવરની પાછળથી ઝારના ઘોડેસ્વારોએ અને સિપાહી-

ઓએ બહાર આવી પોતાની રાઇફલોના ઘોડા છૂટા મૂકી દીધા. સંખ્યાબંધ કામદારો ઘવાયા અને મરાયા. નિર્દોષ નિઃશસ્ત્ર કામદારોની કત્લ એમ ને એમ ચાલુ રહી. ગેપન પોતાની જાત બચાવવા નાસી ગયો. લેનીનના અનુયાયીઓએ ગેપનની જગ્યા લીધી: કામદારોએ છાતીના ભાગ ઉપરથી પોતાનાં પહેરણ ચીરી નાંખ્યાં અને છાતી ઉઘાડી કરી સવારો સામું જોઇને બોલ્યા: 'અમે મરશું, પણ બિરાદર, એક તસુ પણ પાછા નહીં હટીએ.'

કામદારોનું ટોળું આગળ વધ્યું. ટ્રોઇઝકી પૂલ પાસે પહોંચ્યા. ત્યાં ખુદ ઝારનો સેનાપતિ લશ્કરી ટૂકડીઓ સાથે હાજર હતો. ટોળું લશ્કરથી બસો કદમ દૂર રહ્યું ત્યારે તેણે 'ફાયર'નો હુકમ કર્યો. ઘોડેસવારોએ કામદાર સ્ત્રી, બાળકો અને બુઢ્ઢાઓ ઉપર ઘોડાં ચલાવ્યાં.

આ કત્લેઆમને પરિણામે ઓછામાં ઓછા હજાર માણસો જખ્મી થયા અને બસો મરાયા. નવમી જાન્યુઆરીનું સરઘસ એ રીતે પૂરું થયું.

'ઝાર નહીં જોઇએ. તેનું લોહી-તરબોળ માથું નારવા ટાવર ઉપર લટકશે.' એવી ગગનભેદી ગર્જનાઓથી રશિયાભરના કામદારોએ નવમી જાન્યુઆરીની કત્લેઆમનો જવાબ આપ્યો. કામદારોનું સંગઠન જાહેર કરતી હડતાલ રશિયાના પ્રત્યેક ઉદ્યોગ-કેન્દ્રમાં પડી. રશિયાના પ્રત્યેક શહેરમાં મોટો ખળભળાટ મચ્યો. વોરેસો, લોઝ અને રીગામાં કામદારો અને ઝારનાં લશ્કરો વચ્ચે ઝપાઝપી થઇ. નવમી જાન્યુઆરી પછી માત્ર એક અઠવાડિયામાં જ રશિયાના હજારો કામદારો વિપ્લવવાદી કામદાર મંડળોના સભ્યો બન્યા.

આમ ૧૯૦૫ની નવમી જાન્યુઆરીનો દિવસ રશિયાના ઇતિહાસમાં અનેક રીતે અમર બની ગયો. એ દિવસનું મૂલ મૂલવતા

લેનીન પોતે કહે છે કે: 'એ દિવસે કામદારોની ઝાર પ્રત્યેની ભક્તિનો નાશ થયો; ઝારમાંથી વિશ્વાસ નાબૂદ થયો; રશિયાનો કામદાર ઘુંટણીએ પડેલા, પેટ ઘસતા, દયાની ભીખ માગતા ગુલામમાંથી ટટ્ટાર અને ઉન્નતમસ્તક સ્વાધીન મનુષ્ય બન્યો. એ દિવસથી સામાન્ય લોકસમૂહે વિપ્લવ-જંગની આગેવાની લીધી...એ દિવસથી શરૂ થયેલા જંગનું-૧૯૦૫ના જાન્યુઆરીથી ઓક્ટોબર સુધીનું કામદારજાગૃતિનું-બરાબર બયાન કરવું એ અશક્ય વસ્તુ છે. પણ એમ કહી શકાય કે આ મહિનાઓમાં વિપ્લવ-પ્રવૃત્તિ ખૂબ વેગથી આગળ વધી. પ્રત્યેક મહિનો, પ્રત્યેક સપ્તાહ, પ્રત્યેક દિવસ કામદારમંડળોમાં થોકબંધ નવા સભ્યો લાવનારો નીવડ્યો. વિપ્લવના વર્તમાન રશિયાનાં નાનાં નાનાં અને દૂર દૂરનાં ગામડાંઓમાં પણ પહોંચી વળ્યા અને ત્યાં પણ તેનો સબળ પડછંદો ઉઠવા માંડ્યો. એમ કહી શકાય કે ૧૯૦૫ની મધ્યમાં રશિયાના તમામ કામદારો વિપ્લવમાં નાનો મોટો સક્રિય ભાગ લેતા હતા.'

બીજી પાસ કામદારો કરતાં યે ક્યાંય મોટો એવો રશિયાના ખેડૂતોનો સમુદાય પણ વિપ્લવના ઝંડા નીચે આવીને ઉભો. નવમી જાન્યુઆરી પછીના બે મહિનામાં તો મધ્ય રશિયા, પોલાન્ડ, પશ્ચિમના પ્રાન્તો, બાલ્ટીક મુલક અને કોકેસસ પર્વતનો પ્રદેશ-એ તમામ મુલકના ખેડૂતો સામ્યવાદી રશિયાના સર્જનમાં સક્રિય હિસ્સેદાર બનવા માંડ્યા. કારખાનાંઓમાં જ્યારે હડતાલ પડતી, ત્યારે ખેડૂતો જમીનદારોની મિલકત ઉપર હલ્લો લાવી-તેનું ખેદાનમેદાન કરી-પોતાનો રોષ અને મનોરથો પ્રગટ કરતા. ૧૯૦૫ના ઉનાળામાં મધ્ય રશિયાના ૬૨ જીલ્લાઓનો ખેડૂ-સમુદાય વિપ્લવ-પ્રવૃત્તિમાં ભળ્યો.

ત્રીજી પાસ, વિપ્લવનો સન્દેશ ઝારના નૌકાસૈન્યમાં પણ પહોંચી ગયો-અને સત્વર ખલાસીઓમાં પ્રસરી ગયો. ૧૯૦૫ના જુનની ૧૪મી તારીખે પોટેમ્કીન નામની નૌકાના ખલાસીઓએ

કાળા સમુદ્રમાં બળવાનો વાવટો ફરકાવ્યો. ખલાસીઓએ તેમના અમલદારોને કેદ કર્યા અને કામદારો અને કૃષિકારોની ઝુંબેશ પ્રત્યે સહાનુભૂતિ જાહેર કરી. પોટેમ્કીનના ખલાસીઓને સીધા કરવા, ઝારના નૌકાસૈન્યની સૌથી મોટી નૌકા 'જ્યોર્જી પોબેડોનોઝ' તેના જંગી કાફલા સાથે આવી પહોંચી. પોટેમ્કીનના ખલાસીઓની હાકલ પડતાં, આ નવી નૌકાના ખલાસીઓ પણ તેમની સાથે જોડાયા. પણ એ સંગઠ્ઠન ટક્યું નહીં. બળવો બેસી ગયો. આમ ખલાસીઓનું પહેલું બંડ સફળ ન નીવડ્યું. પણ એ છતાં વિપ્લવવાદીઓએ એનું મહત્ત્વ બરાબર માપી લીધું. તેઓને ખાત્રી પડી કે ઝારના નૌકાસૈન્યમાં પણ વિપ્લવનો સન્દેશ પહોંચી ગયો છે. અને પછી તો તેમને વિપ્લવના ઝંડા નીચે વધારે ને વધારે આકર્ષવા તેમનામાં વિપ્લવનું પ્રચારકાર્ય વધારે જોરથી ચાલ્યું.

રશિયાની બહાર રહી રશિયામાં વિપ્લવની તૈયારીઓ કરનારા આદર્શના ફકીરોને સારો યે રશિયા સળગી ઉઠેલો જોઇ, રશિયાના કામદારોમાં, ખેડૂતોમાં, ખલાસીઓમાં વિપ્લવનો સન્દેશ પહોંચેલો જોઇ ભારે હર્ષ થયો. તેમના આદર્શની સિદ્ધિનો દિવસ હાથવેંતમાં આવી પહોંચેલો તેમને દેખાયો. લેનીને સૌ સામ્યવાદીઓને આ અવસરનો લાભ લઇ હાકલ પાડી : 'લોઢું બરાબર તપ્યું છે, માટે ઘણ પછાડો.' એ લેનીનની ત્રાડ યુરોપભરમાં ગાજી રહી. રશિયામાં '૧૯૦૫ના વિપ્લવ'નાં વાદળ ઘેરાવાં માંડયાં.

§૫

લેનીન જેને '૧૯૧૭ના વિપ્લવની સામાન્ય તાલીમ' તરીકે ઓળખાવતો તે '૧૯૦૫ના વિપ્લવ'ની ઘડી આવી પહોંચી. ૧૮મી [illegible]ોથી ઝારના સિંહાસનના પાયા સામે

વિપ્લવનાં જે મોજાંઓ ઉત્તરોત્તર વધતા જતા જોરથી પછડાયે જતાં હતાં તેના પરિણામનો દિવસ આવી પહોંચ્યો. લેનીન અને તેના બહાદૂર સાથીઓ—એ આદર્શના ફકીરો, કોઇ સ્વાર્થ સત્તા અગર સુખચેનની મેલી મુરાદથી નહીં, પણ પોતાના રશિયન બાંધવોનો ભૂખમરો અને ગુલામી નહીં સહી શકાયાથી, સ્વદેશની વહાલી ગોદ છોડી, ચોર ડાકુઓની જેમ, ચિંથરેહાલ દશામાં જે ધ્યેયની સાધના માટે પરદેશમાં ભટકતા હતા તે ધ્યેયની સિદ્ધિ અર્થે ઝઝૂમવાનો દિવસ આવી પહોંચ્યો.

૧૯૦૫ના જાન્યુઆરીની નવમી તારીખના પ્રસંગ પછીની વિપ્લવવાદી ઘટનાઓની પરંપરાએ રશિયાના ખેડૂત—કામદારને આખરી જંગ ખેલવાને અધીરો બનાવી મૂકયો. એ વેળા, દારૂખાનામાં દીવાસળી દાગે, દાવાનળમાં ઘૃત હોમે, તેમ રશિયાના વિપ્લવવાદી જુવાનોએ રશિયાની બહાર રહી નેતૃત્વ કરતા લેનીનની સૂચનાઓ મુજબ કામદારો અને ખેડૂતોનાં મંડળોમાં પ્રવેશી, તેમના હાથમાં વિપ્લવ—પત્રિકાઓ મૂકવા માંડી, તેમને લેનીનનો સન્દેશ આપવા માંડયો અને વિપ્લવનો દિવસ એકદમ નજીક આવી પહોંચ્યો.

લેનીનની નોંધમાંથી મળે છે કે: 'સપ્ટેમ્બરની ૩૦મી તારીખે મોસ્કોનાં છાપખાનાંઓના કામદારોએ હડતાલ પાડી. ૫૦ છાપખાનાંના ૬,૦૦૦ કામદારો કામ છોડી ચાલ્યા આવ્યા. ૭મી ઓકટોબરે કઝાન રેલ્વેનો વહેવાર બંધ થયો. એ પછીના થોડા દિવસમાં બધી યે મોસ્કો રેલ્વેઓ અટકી પડી. રેલ્વે કામદારોની સાથે તાર અને ટપાલ ખાતાંના કામદારો જોડાયા. એ ચેપ પીટર્સબર્ગ અને બીજાં મોટાં કેન્દ્રોમાં પ્રસર્યો...ઓકટોબરની સાર્વજનિક રાજકીય હડતાલ એટલી વ્યાપક બની કે રશિયાનું એક પણ ઉદ્યોગ—કેન્દ્ર, એક પણ મોટું કારખાનું એવું બાકી ન રહ્યું કે જેના કામદારો હડતાલમાં ન જોડાયા હોય. રેલ્વે—વહેવાર અટકી પડયો; તાર—વહેવાર બંધ પડયો; અખબારો

થંભી ગયાં; રસ્તાઓ ઉપર બત્તીઓ થતી બંધ પડી; બજારમાં સીધું મળતું બંધ થયું; સરકારી સંસ્થાઓ અને ખાનગી પેઢીઓ ખોટકી પડી; વિદ્યાપીઠોમાં વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને સ્થાને, ઘોંઘાટ મચાવતા, ઉત્સાહથી ઉભરાતા વિપ્લવવાદી લોકો અને વિપ્લવપ્રચારકોનાં ટોળાં જામ્યાં...૧૦ મી ઓકટોબરે ખાર્કોવની બજારોમાં, ૧૧મીએ મોસ્કોમાં, ૧૬મીએ ઓડેસામાં પોલીસ અને કામદારો વચ્ચે રમખાણ મચ્યાં.

'૧૭મી તારીખે હડતાલની હિલચાલનો બરાબર મધ્યાહ્ન મંડાયો. તે દિવસે ઝારે હડતાલીયા ઉપર કૃપાના ટૂકડા ફેંકવાનો નિરધાર કર્યો, રાજકીય સુધારા આપવાનો અને પ્રજા-સભાની–સ્ટેટ–ડુમાની–બેઠક બોલાવવાનો ઢંઢેરો પીટ્યો. ઝારને મચક આપતો જોઇ લોકોનો ઉત્સાહ વધ્યો. વિપ્લવના નેતાઓએ લોકોને ચેતાવ્યા કે ફસાશો નહીં, આ ટૂકડાથી રીઝાશો નહીં. ૨૦મી ઓકટોબરના 'વર્કસ ડેપ્યુટીઝ સોવીયેટ ન્યુસ'માં અગ્રલેખ આવ્યો : 'આપણને બંધારણ અપાય છે! આપણને બંધારણસર સ્વતંત્રતા બક્ષાય છે–પણ આપણી પ્રજાસભાને વિંટળાઇને ઝારના સિપાઇઓ ઉભા રહેશે! આપણને વાણીસ્વાતંત્ર્ય મળે છે–પણ બાતમીદારોની ફોજ કાયમ છે! આપણને વ્યક્તિગત સ્વતંત્રતા મળે છે–પણ કેદખાનાંઓ ગીરફતાર આદમીઓથી ઠાંસેલાં છે! આપણને બંધારણ અપાય છે. પણ ઝારની આપખુદી આબાદ છે! આપ-ણને બડી બડી નવાજેશો થઇ છે–પણ આપણને કંઇ મળ્યું નથી!'...એ લેખે લોકોની આંખનાં પડળ ઉઘાડી નાંખ્યાં.

'મેં (લેનીને) ઝારના ઢંઢેરાના ખબર સાંભળતાં જ, નીચેનો સંદેશો લખી મોકલ્યો : 'વિનીતમાં વિનીત વિચારના પણ જોઇ શકશે કે જાહેરનામાંમાં શબ્દો અને શબ્દો–વચનો અને વચનો સિવાય કંઇ જ નથી. પણ હવે કોણ વચનોમાં ઇતબાર મૂકે છે? ઝારનાં વચનો તેની પાસે કોણ પળાવવાનું

છે? એ જવાબદારી કોણ ઉઠાવે છે? સ્વાધીનતાના આ યુદ્ધમાં લોકોએ તેમનું લોહી શું માત્ર ઝારનાં વચનોથી રાચવા રેડ્યું છે? નહીં, હરગીજ નહીં. ઝારશાહી હજી જોરાવર છે. આપખુદીનો અંતકાળ હજી નથી આવ્યો, હજી સાધ્ય સિદ્ધ કરવા વિપ્લવવાદી કામદારોને કેટલી યે કઠિન લડાઈઓ લડવાની રહે છે. આ પહેલો વિજય તેમના એ આતશને ઉગ્ર બનાવશે, તેમના એ નિશ્ચયને દૃઢતર બનાવશે, તેમનામાં નવી તાકાત મૂકશે, તેમના આ પુણ્યકાર્યમાં તેમને નવા સાથીઓ આપશે.'...

'આખરે, ૧૭મી ઓક્ટોબર પછી પણ કામદારોએ હડતાલ ચાલુ રાખી. પણ ઓક્ટોબર માસની યાતનાઓએ, એ દિવસોનાં રમખાણો, મારામારી, ભૂખમરો, અગ્રેસરોના મતભેદ, પ્રેરક નાયકોનો દેશવટો—એ બધી વસ્તુઓએ કામદારોને થકવી નાંખ્યા. નિશ્ચય થયો કે સશસ્ત્ર બળવાને માટે હજી વિશેષ તૈયારીની જરૂર છે: અને આવી તૈયારી વિનાનો આક્રમણકારી બળવો સફળ નહીં થાય....૨૧મી ઓક્ટોબરે પીટર્સબર્ગના કામદારોની સભાએ હડતાલ બંધ કરવાનો ઠરાવ કર્યો...એ ઠરાવ પછી પાંચ દિવસની અંદર હડતાલ પૂરેપૂરી ઉપડી ગઈ...'

આમ, કામદારોની ઓક્ટોબરની સાર્વજનિક રાજકીય હડતાલ નિશાન પાડ્યા વિના ઉપડી ગઈ, એનો અર્થ એમ નહીં કે વિપ્લવનો આતશ હજી જોઈએ તેટલો વ્યાપક નહોતો બન્યો. એ આતશ તો રશિયાના એકેકે એક કામદાર અને ખેડૂતના અંતરમાં ક્યારનો યે પ્રગટી ચૂક્યો હતો. રશિયાના સામાન્ય જનસમૂહના અંતરમાં ઝારશાહી સામે, જમીનદારો સામે અને મુડીવાદીઓ સામે અસંતોષની હોળી સળગતી હતી. પણ હજી એ અસંતોષથી સળગતા પીડિત પ્રજાજનોનું જોઈએ તેવું સંગઠન નહોતું સાધી શકાયું. હજી તેમને સંઘ–પ્રવૃત્તિની સંપૂર્ણ તાલીમ નહોતી અપાઈ. એટલા માટે પીટર્સબર્ગની કામદાર–સભાએ હડતાલ માંડી વાળવાનો નિશ્ચય કર્યો અને બધી

શક્તિ કામદારોનાં અને ખેડૂતોનાં મંડળો સ્થાપી તેમને તૈયાર કરવામાં ખર્ચવાનો સંકલ્પ કર્યો.

આ બધું છતાં, આ મહિનાઓમાં રશિયાના ખેડૂતોમાં વિપ્લવનો પ્રચાર તાજુબ થઇ જવાય એવી ઝડપથી વધ્યે જતો હતો. લેનીન આંકડા આપી બતાવે છે કે : '૧૯૦૫ના ઓક્ટોબરમાં આગલા વર્ષના એ મહિના કરતાં ખેડૂપ્રજામાં ત્રણગણો અસંતોષ વધ્યો હતો. મધ્ય રશિયા, બાલ્ટીક મુલ્ક, પોલાન્ડ અને કોકેસસનાં તમામ ગામડાં ખળભળી ઉઠયાં હતાં...જમીનદારોની મીલકત ઉપર ખેડૂતોનાં હથિયારબંધ હુમલા ખુબ વધી પડ્યા. જમીનદારો ભયભીત બનીને, તેમના દાદાઓનો વારસો ખેડૂતોની દયા ઉપર રઝળતો મૂકીને નાસવા માંડ્યા. ઉમરાવોના કિલ્લા ઉમરાવો વિનાના વેરાન બન્યા...એ વર્ષમાં લગભગ ૨,૦૦૦ જમીનદારી હવેલીઓનો નાશ થયો.'

જેમ ખેડૂતોમાં જમીનદારોનાં બંધનો ફેંકી દેવાની ધગશ પ્રબળ અને વધારે પ્રબળ બનતી જતી હતી, તેમ ઝારના લશ્કરમાં પણ એ વિપ્લવની ચીનગારીએ દારૂખાનું સળગાવી મૂક્યું હતું. ઝારના સિપાઇઓ અને ખલાસીઓ ઉઘાડેછોગ વિપ્લવગીતો ગાતા, રાતો ધ્વજ ધારતા, ખેડૂતોના અને કામદારોના હક્કોની હીમાયત કરતા અને વિપ્લવવાદીઓની સભાઓમાં હાજરી આપતા. તેમણે, કામદારોની ઓક્ટોબરની નિષ્ફળ હડતાળ ઉઘડ્યા પછી, નિરાશ ન થતાં, ૧૫મી નવેમ્બરે બળવો કર્યો. એ દિવસે એક બાજુ પીટર્સબર્ગની લશ્કરી ટૂકડીઓએ ઝારના મહેલ તરફ બંદૂકો તાકી અને બીજી બાજુ 'ઓચાકો' નૌકાના સિપાઇઓએ 'વિપ્લવ દીર્ઘાયુ હો' એવી ગર્જના સાથે બંડ જાહેર કર્યું. જળસૈનિકોના સરદાર સ્મીડના પડકારે બીજી ત્રણ મોટી નૌકાઓ એ બળવામાં સામેલ થઇ. સ્મીડે તમામ જળસૈનિકોને લાલ ઝંડા નીચે એકત્ર થવા હાકલ પાડી. સ્મીડે સાથે સાથે ઝારને તાર કરી પ્રજાસભા બોલાવવાની માગણી કરી. પણ સ્મીડની હાકલ અને તાર બન્ને નિરર્થક નીવડ્યાં. સૌને

દોરી શકે એવા વડા સરદારના અભાવે જૂદી જૂદી નૌકાઓના સૈનિકો વચ્ચે મતભેદ થયો. ઝારના સૈન્યે બળવાખોરોને નિર્દય-પણે કચરી નાખ્યા.

આમ ૧૯૦૫ના ઓકટોબર નવેમ્બરમાં રશિયાના જનસમૂહના ભીતરમાં સળગી રહેલા આ અસંતોષના સર્વભક્ષી હુતાશને અનેક રીતે આવિર્ભાવ શોધ્યો અને સાધ્યો. તે દિવસોમાં કામદારોની જંગી હડતાલો શરૂ થતી, તેમાં લાખો કામદારો જોડાતા; પણ થોડા દિવસમાં એક યા બીજા કારણે હડતાલનો હુતાશન ઓલવાઇ જતો. ખેડૂતો બળવાનું રણશીંગું વગાડતા, હજારોના ટોળામાં જમીનદારો ઉપર હલ્લો કરતા અને મેદાનમેદાન વાળી પાછા વીખરાઇ જતા. સિપાઇઓ અને ખલાસીઓ બળવાની ઘોષણા કરતા, રાજદ્રોહી ગીતો ગાતા, બંદૂકો અને તોપો સત્તા સામે માંડતા, સત્તાના સ્તંભોની ગોળીઓ સામી છાતીએ ઝીલતા, પણ પાછા પાકું સંગઠ્ઠન નહીં હોવાને કારણે છિન્નભિન્ન થઇ જતા. આ રીતે અસંખ્ય હડ-તાલો પડી, લાખો કામદારો હડતાલીયા બન્યા, ખેડૂતોએ તેમને ગુલામ રાખનાર તેમના 'માલીક' જમીનદારો સામે અનેક વાર હથિયાર ઉપાડ્યાં, ખલાસીઓ અને સિપાઇઓએ દશવીશ વાર છૂટાછવાયાં બંડ જાહેર કર્યાં. પણ એ બધું નિરર્થક ગયું. જાનમાલની એટલી ખુવારી, જનસમુદાયનો એટલો આનત્ર, કામદારો અને ખેડૂતોનો એટલો આપભોગ—એ બધું નિષ્ફળ ગયું. કારણ? આ બધાં વિપ્લવવાદી બળોને એકત્રિત કરી, તેમને એક સાંકળે સાંકળી, એક સંગઠ્ઠિત હુમલો કરે એવો પ્રભા-વશાળી નેતા એ વેળા રશિયામાં હાજર નહોતો. એટલે ઝારનું સિંહાસન અચળ રહ્યું : અને વિપ્લવવાદીઓની એટલી શક્તિ નિરર્થક ગઇ.

આ દરમ્યાન ઝારનું તંત્ર વધારે ને વધારે કિન્નાખોર બનતું ગયું; તેણે વિપ્લવવાદી બળવાખોરોની નબળાઇ જોઇ

તેમને પીસી નાંખવા હામ ભીડી; તેણે આ બધા અનોર્થોનું મૂળ એવી સોવીયેટાને–ખેડૂતો અને કામદારોનાં એ મંડળોને નિર્મૂળ કરી નાંખવાને કમર કસી. ઝારની રેલ્વેઓ ઝારની આજ્ઞાએ નહીં પણ સોવીયેટાના શાસન મુજબ ચાલતી; તમામ છાપખાનાંઓ, ખુદ ઝારનું સરકારી મધ્યસ્થ મુદ્રણાલય સોવીયેટના ફરમાન મુજબ કામ કરતું; કારખાનાનાં કામદારો સોવીયેટની આજ્ઞાએ કામ છોડી હડતાલ પોકારતાં; સોવીયેટની આજ્ઞાએ શહેરને પાણી મળતું બંધ થતું, દીવાબત્તીઓ રામ થઇ જતી, ટ્રામગાડીઓ ચાલતી અટકી જતી; સોવીયેટની ઇશારતે લશ્કરો ખુદ ઝારની સામે શસ્ત્રો ઉગામીને ઉભા રહેતાં; આ બધું ઝાર શી રીતે સાંખી શકે ? ઝારે, તેની હસ્તીને નાબૂદ કરવાના મરણીયા નિરધારને પાર ઉતારવા ઝનૂનથી કામ કરી રહેલાં 'કામદાર અને ખેડૂતોનાં સોવીયેટા' સામે પોતાનો લોહમુક્કો ઉગામ્યો. તેણે સભાબંધીનું ફરમાન કાઢ્યું, તમામ વિપ્લવવાદી અગ્રેસરોને કેદ કર્યા અને વફાદાર પોલીસ ટૂકડીઓને તોફાન પોકરાવવા છૂટી મૂકી દીધી.

ઝારના આ હુંકાર સામે પીટર્સબર્ગની સોવીયેટે ૨૨મી નવેમ્બરે આર્થિક બહિષ્કાર જાહેર કર્યો. તમામ બેન્કોમાંથી નાણાં ખેંચી લેવાની અને હવેથી પગાર સોનામહોરોમાં માગવાની સોવીયેટની કામદારોને આજ્ઞા છૂટી. ઝારના તંત્રવાહકોએ આ પડકારના જવાબમાં સોવીયેટના સરનશીનને ગીરફતાર કર્યા. કામદારોએ ઉશ્કેરાઇને સશસ્ત્ર બળવાની તૈયારી કરવાનો ૨૭મી નવેમ્બરે જાહેર ઠરાવ કર્યો.

ઝારના સેવકોએ કામદારોને કચડી નાંખવા વધારે ને વધારે ઉગ્ર પગલાં લેવા માંડ્યાં. ઝારનો સત્તાદંડ કિન્નાખોર બનીને કામદારોને સબોડવા મંડ્યો. ૩જી ડીસેમ્બરે સોવીયેટની બેઠકમાં હાજર રહેલા બધા કામદારોને ગીરફતાર કરવામાં આવ્યા. ઝારના આ આક્રમણ સામે રશિયાભરના કામદારોએ

એકત્ર બની હથોડો ઉગામવાનો નિશ્ચય કર્યો. તેમણે ફરી એક વાર સાર્વજનિક રાજકીય હડતાલ પાડી. ૭મી ડીસેમ્બરે મોસ્કો સોવીયેટની આણ માનતા દોઢ લાખ કામદારોએ હડતાલ પાડી. ૮મી ડીસેમ્બરે પીટર્સબર્ગ–જેની સોવીયેટ સામે ઝારે આ બધું તાંડવ માંડયું હતું તે પાટનગર–પીટર્સબર્ગના કામદારોએ હડતાલ પાડી. પીટર્સબર્ગની હડતાલ તો આખરે ધીમે ધીમે નબળી પડી તૂટી ગઇ, પણ મોસ્કોની હડતાલે નવો ઇતિહાસ રચ્યો.

૭મી ડીસેમ્બરે મોસ્કોના કામદારોએ શરૂ કરેલી હડતાલ એક દિવસમાં તો સાર્વજનિક બની ગઇ. એક પણ કામદાર કામ ઉપર રહ્યો નહીં. કામદારોની રાજકીય સભાઓ થવા માંડી; મૃતદેહમાં નવો પ્રાણ મૂકે એવાં પ્રેરણાદાયી ભાષણો દ્વારા વિપ્લવવાદી મહારથીઓએ મોસ્કોની કામદાર આલમને વશ કરી લીધી. ૧૦મી ડીસેમ્બરે જૂદી જૂદી સોવીયેટોનાં કામદારો કાર્યક્રમ ઘડવા એક શાળાના મકાનમાં એકત્ર થયા. સભા શરૂ થયા પછી ઝારના સૈન્યે શાળાને ઘેરો ઘાલ્યો અને 'બળવાખોરોને' મકાન ખાલી કરવા આજ્ઞા કરી. કામદારોએ એ આજ્ઞાનો અનાદર કર્યો. સેનાપતિએ 'ફેર'નો હુકમ કર્યો. રાજકીય પ્રશ્નોની વિચારણા કરવા મળેલા શાન્ત પ્રજાજનો ઉપર ગોળીઓ છૂટી.

પછી તો ઝારના સૈન્યે સારા યે મોસ્કો શહેરમાં, મોસ્કોની શેરીએ શેરીએ ભમવા માંડયું અને બંદૂકો અને તોપોનો મારો શરૂ કર્યો. તોપનો પહેલો ગોળો ૧૦મી ડીસેમ્બરના અઢી વાગ્યે કામદારોના ટોળા ઉપર પડયો : અને પછી રાઇફલોમાંથી ગોળીઓનો વરસાદ મંડાયો. સાંજ સુધી એ મારો ચાલ્યો. સાંજે દેવળના ઘંટો વાગ્યા ત્યારે પણ તોપોનો મારો ચાલુ જ હતો. દેવળોનો ઘંટારવ અને તોપોના ગોળાઓના અવાજ : એ બન્ને મિશ્રિત બની ઝારશાહી સામે કામદારોના કાન ઉપર અથડાવા લાગ્યા અને જાણે જૂનવાણી દેવળ અને ઝારશાહી

વચ્ચે એકરાગતા વર્તે છે એવી શ્રોતાના મન ઉપર છાપ મૂકી ગયા.

મોસ્કોના કામદારોએ સશસ્ત્ર બનવાનો નિશ્ચય અમલમાં મૂક્યો : ઝારનાં સૈન્યો અને મોસ્કોના કામદારો વચ્ચે આઠ દિવસ સુધી–૧૮મી ડીસેમ્બર સુધી યુદ્ધ ચાલ્યું. આઠ દિવસ સુધી મોસ્કોની શેરીઓ કામદારો અને ઝારના સિપાહીઓ વચ્ચેની ઝપાઝપીઓની અને એક અગર બીજા પક્ષના જય અને પરાજયની દૃષ્ટા બની રહી. કામદારોએ સામાં હથિયાર વીંઝવાની સાથે સાથે સિપાહીઓને જૂલ્મગાર પક્ષ છોડી સામ્યવાદી કામદારોના લાલ ઝંડા નીચે આવવા અનુરોધ કર્યો. એ અનુરોધ ઘણી યે વખત સિપાહીઓનાં દિલ પીગળાવનારો નીવડ્યો અને મોસ્કોના કુલ ૧૫ હજાર સિપાહીઓમાંથી ૧૦ હજાર લાલ ઝંડા નીચે આવી ઉભા.

આ સશસ્ત્ર બળવો એક મોસ્કોના કામદારોએ જ નહોતો માંડ્યો. બળવાનો સંદેશ પાસેના પ્રદેશમાં ક્યારનો યે પહોંચી ગયેલો : અને મોસ્કોની પાસેના તાલુકાઓમાં ખેડૂતોએ અને કામદારોએ બન્નેએ મળીને ઝારશાહી સામે યુદ્ધની ભેરી બજાવેલી. મોસ્કોના પ્રેસ્નીઆ તાલુકામાં તો કામદારોએ ઝારના નાના સૈન્યને તાબે કરી સોવીયેટનો વાવટો ચડાવી દીધો : છુકા તાલુકામાં પણ તેમણે સોવીયેટની આણ ફેલાવી. એ બન્ને તાલુકામાં પ્રજાએ સોવીયેટનાં ફરમાનોનો અમલ કરવા માંડ્યો. અને સૌને ઘડીભર એમ જ લાગ્યું કે ઝારનું શાસન ગયું અને કામદારોનાં અને કૃષિકારોનાં સોવીયેટોના શાસનનો પહોર બેઠો.

પણ એ સ્વપ્ન દિવસ બે દિવસ પણ ન રહ્યું, ત્યાં પીટર્સબર્ગથી નવા સિપાહીઓએ આવી બળવાખોરોને હરાવ્યા અને કેદ કર્યા. એક પાસ પ્રેસ્નીઆ અને છુકા તાલુકામાં ફરીવાર ઝારનો વાવટો ફરકવા લાગ્યો અને બીજી પાસ મોસ્કોમાં

પણ કામદારોની સખ્ત હાર થઇ. મોસ્કોની કામદારસભાએ નાસીપાસ બની ૧૯મી ડીસેમ્બરે હડતાલ બંધ કરવાનું ઠરાવ્યું.

૧૯૦૫નો ડીસેમ્બર પૂરો થયો અને સર્વત્ર બળવાઓ અને હડતાલો શમી ગયાં. ડીસેમ્બરનું ઉત્થાન એ વિપ્લવના જુવાળનું ઉંચામાં ઉંચું બિન્દુ હતું અને પછી પરાજયોની સાથે વિપ્લવવાદીઓનું તેજ ધીમે ધીમે ઝાંખું પડતું ગયું. ડીસેમ્બરની શિકસ્ત પછી રશિયામાં પાછો અંધારયુગ બેઠો. ઝારે તેની લોખંડી એડી નીચે વિપ્લવવાદીઓને ચગદી નાંખ્યા; ઘડીભર રશિયામાંથી વિપ્લવ–પ્રવૃત્તિને અને લાલ ઝંડાને અને સોવીયેટ નામને અદૃશ્ય બનાવી દીધું. પણ ડીસેમ્બરના કામદારોના સશસ્ત્ર બળવાઓ, લાખો કામદારોની હડતાલો, ઝારશાહીની ઇમારત આ પડી, આ પડશે એવો ભયકાળ, ઝારનાં સૈન્યોની ખળભળી ગએલી વફાદારી અને સોવીયેટો પ્રત્યે ઉભરાતી હમદર્દી–એ રશિયાના ઇતિહાસમાં અમર બની ગયા. ઝારશાહીની ધૂંસરી ફગાવી દેવા હથિયારબંધ બળવો કરવાની આટલા કામદારોએ જરૂરત જોઇ–તેમનામાં એટલી રાજકીય અસ્મિતા પ્રગટી એ ઘટના રશિયાના ઇતિહાસમાં એક સીમાસ્તંભ રૂપી બની ગઇ.

૧૯૦૫ના ડીસેમ્બરની ઘટનાઓની પૂર્ણાહુતિની સાથે વિપ્લવપ્રવૃત્તિની તવારીખમાં નવું પ્રકરણ મંડાયું. ડીસેમ્બરના કામદારોના સશસ્ત્ર બળવાથી તેમના પ્રત્યે સક્રિય સહાનુભૂતિ બતાવનારો વિનીત ઉજળીયાતોનો વર્ગ ભયથી કમ્પી ઉઠયો. તેમણે તે દિવસથી સોવીયેટોની પ્રવૃત્તિ સામે વિરોધ જાહેર કર્યો, કારણ કે તેઓ ઝારને પ્રજાજવાબદાર બનાવવા માગતા હતા, ઝારની આપખુદીને મિટાવવા માગતા હતા, તેઓ વિપ્લવ–રાજ્યપલટો નહોતા માગતા. અને તેઓ તેમનો ઉદ્દેશ સશસ્ત્ર બળવાથી સિદ્ધ ન્હોતા કરવા માગતા. તેમના અગ્રેસરે જાહેરનામું બહાર પાડ્યું કે : 'હડતાલીયાઓએ હથિયાર ઉપાડી સશસ્ત્ર

બળવાખોર નહોતું બનતું જોઇતું.' તે દિવસથી આ પક્ષ-જે મેન્શેવીકોને નામે ઓળખાય છે-તે કામદારોનો કટ્ટો વેરી બન્યો.

લેનીન, જે રશિયાની બહાર રહ્યો રહ્યો આ વિપ્લવની એકે-એક કળા તરફ ખૂબ જ આતુરતાથી જોઇ રહ્યો હતો અને પોતાના આદર્શની સિદ્ધિનો વખત કેટલો નજીક આવ્યો છે તેનો આંક મૂકી રહ્યો હતો, તેણે કામદારોની ડિસેમ્બરની હારનું બરાબર પ્રથક્કરણ કર્યું અને સાર તારવ્યો કે 'સિપાહીઓમાં જોઇએ તેવું વિપ્લવવાદી પ્રચારકાર્ય નહીં થયું હોવાથી અને વિપ્લવના નેતાઓએ આવી કટાકટીની વેળાએ ઉચ્ચ કોટીની વ્યૂહશક્તિ અને રણકૌશલ નહીં બતાવ્યાથી, તેમજ કામદારોના અગ્રણીઓની અસ્થિર વૃત્તિઓ હોવાને કારણે આ પરાજ્ય મળ્યો છે.' અને લેનીને કામદારોના હથિયારબંધ બળવા ઉપર આંસુ પાડનાર મેન્શેવિકોના વર્તાવની ઝાટકણી કાઢતાં-તેમના નાયકના જાહેરનામાંની હાજરી લેતાં જણાવ્યું કે: 'આ જાહેર-નામાં કરતાં કોઇ વસ્તુ વધારે ટૂંકી નજર ઉઘાડી પાડનારી ન હોઇ શકે.....આપણું ધ્યેય સિદ્ધ થાય તે પહેલાં ઝારને સાફ કરનારો મરણીયો જંગ આવશ્યક છે એ વસ્તુના જ્ઞાનથી જનસમુદાયને વંચિત રાખવો એ આત્મવંચના છે, એ જુઠ્ઠું નેતૃત્વ છે.'

લેનીને ડીસેમ્બરની ઘટનાઓ ઉપર ફેંસલો લખ્યો: 'ડીસેમ્બરના ઉત્થાને કાર્લ માર્ક્સના એક અર્થગંભીર વચનને સાચું ઠરાવ્યું છે. માર્ક્સ કહે છે કે વિપ્લવ એ એવી કળા છે કે જેના નિર્ભય સાહસ અને અડગ આક્રમણ એ બે મુખ્ય લક્ષણો છે. આ સત્યે હજી આપણા મન ઉપર બરોબર સત્તા નથી જમાવી. આપણે નિષ્ક્રિયતાનો બોધ નહીં આપવો જોઇએ અગર સૈન્ય આપણા પક્ષે ચાલ્યું આવે તે દિવસની નિષ્પ્રાણ દશામાં રાહ નહીં જોઇએ...નહીં, નહીં, આપણે ચ્ચોક સાહસિક આક્રમણની હીમાયત કરવી જોઇએ અને સશસ્ત્ર

બળવાનો બોધ આપવો જોઇએ. આપણા બધાં 'માલિકોને મિટાવવાનો એજ રાહ છે....અને આવા સાહસિક આક્રમણ માટે અનિશ્ચિત સિપાહીઓને આપણા ઝંડા નીચે ખેંચી લેવા મથવું જોઇએ : આપણે વિજ્ઞાનની બધી યે નવી શોધો શીખી લેવી જોઇએ : આપણા કામદારોની લશ્કરી ટૂકડીઓએ મોટા જથ્થામાં બોમ્બ તૈયાર કરવાનું જાણવું જોઇએ : તેમની પાસે તમામ પ્રકારનાં શસ્ત્રો અને દારૂગોળાનો પૂરતો સંચય હોવો જોઇએ.'

લેનીને '૧૯૦૫ વિપ્લવ' ઉપર એ ફેંસલો લખીને, ઝાર-શાહીને જમીનદોસ્ત કરવાના અને 'ખેડૂતો અને કામદારોનું શાસન' સ્થાપવાના તેના મક્કમ નીરધારની પુનર્ઘોષણા કરી અને પોતાના દેશવટાના એકાંતવાસમાં એ અચળ નિશ્ચયતા સૂચક હોઠ બીડયા. લેનીનની અંગાર વરસતી આંખ સામે રશિયાનું કંગાલ ચિત્ર ખડું થયું : લેનીને ક્રૂર ઝાર અને સત્તાંધ જમીન-દારો જોયા : લેનીને કંગાલ અને કચરાતા ખેડૂતો અને કામ-દારો જોયા : લેનીને એ ઝાર અને જમીનદારોના પંજામાંથી ખેડૂતો અને કામદારોને છોડાવવાનો પ્રયાસ કરતા સ્વાર્થલોલુપ વિનીત નેતાઓ જોયા : લેનીને તેની હંમેશની રીતે, આવેશમાં આવી, માથું ઉછાળ્યું અને મુંગી દિવાલોને સંબોધતો હોય તેમ બોલ્યો : 'રશિયાના કામદારો અને કૃષિકારોની મુક્તિને માટે હવે એક ઝાર અને જમીનદારો સામે જ ઝઝૂમવાનું નથી રહેતું : હવે ઝાર અને જમીનદારો ઉપરાંત પોતાને જનસમૂહના અગ્રણીઓ તરીકે ઓળખાવતા એ મધ્યમ વર્ગના વિનીતો સામે પણ મોરચા માંડવાના છે.' લેનીન એટલો આત્મસંવાદ કરી મુંગો બન્યો; તેની ચિંથરેહાલ દશામાં આદર્શ સાધનાનું પરમ સુખ અનુભવતો એના કામે લાગી ગયો; તેણે વધારે જોરથી, વધારે આવેશથી અને છતાં વધારે ધીરજ અને ચાતુરીપૂર્વક આખા રશિયામાં સુરંગો ખોદવા માંડી—અને એક દશકા પછી, કોઇ એક દીશામાંથી એક જ તણખો પડતાં

એ આખું દારૂખાનુ એવા જબ્બર ભડકા સાથે સળગી ઉઠયું કે આખો યુરોપ, આખી દુનિયા ફાટી આંખે તે જોઇ રહી.

§૬

લેનીન ૧૯૦૫–'૦૬ના બનાવોને બહુ જ મહત્ત્વના માનતો. એ વર્ષોના કામદારો અને કૃષિકારોના ઉત્થાનને તે ભારે અર્થપૂર્ણ સમજતો. લેનીન, ૧૯૧૭ના નવેમ્બરમાં કામદારો અને કૃષિકારોનું શાસન સ્થપાયા પછી–રશિયાના ધ્વજમાં હથોડો અને દાતરડાની સ્થાપના થઇ ગયા પછી–જ્યારે વિપ્લવનું સિંહાવલોકન કરતો, ત્યારે ૧૯૧૭ના બનાવો કરતાં યે ૧૯૦૫–'૦૬ના બનાવોને વિશેષ મહત્ત્વનો કહેતો, કારણ કે લેનીન માનતો હતો કે ૧૯૦૫–'૦૬ના વિપ્લવ વિના ૧૯૧૭નો વિપ્લવ શકય જ નહોતો. એટલે જ લેનીન ૧૯૦૫–'૦૬ના બનાવોને ભાવી વિપ્લવની તાલીમ તરીકે ઓળખાવતો.

લેનીન જે દિવસે પોતાના મોટા ભાઇ એલેકઝાંડરને ફાંસીને માચડે ચડી ઝારનો જાન લેવાના મિથ્યા પ્રયાસની કીમ્મત ભરતો જોઇ પાછો આવેલો, લેનીને જે દિવસે તેના પ્યારા મોટા ભાઇના મરણ પહેલાંના વિદાયસન્દેશના જવાબમાં 'એ સાચો માર્ગ નથી, સાચો માર્ગ બીજો છે' એવાં વચનો ઉચ્ચારેલાં, તે દિવસથી લેનીન એ કોઇ એક ખાનગી વ્યક્તિ નહોતો રહ્યો, તે દિવસથી લેનીનનું જીવન એ કોઇ ખાનગી જીવન નહોતું રહ્યું: લેનીન તેની બધી અંગત મહેચ્છાઓને અને આકાંક્ષાઓને સળગાવી દઇ, તે દિવસથી, રશિયાના રીબાતા રાંક કામદારો અને કૃષિકારોનો ક્રાન્તિવાદી વકીલ બન્યો હતો: લેનીન તે દિવસથી, રશિયાના જનસામાન્યનાં સર્વ દુઃખના મૂળરૂપ ઝારશાહીની જડ ઉખેડી નાંખવાના જબ્બર રાષ્ટ્રકાર્યનો સાધક બન્યો હતો. એટલે, પ્રત્યેક આદર્શભક્ત પુરૂષસિંહના જીવનમાં બને છે તેમ, ૧૯૦૦ની સાલ પછીનો રશિયાની તવારીખનો પ્રત્યેક બનાવ એ જાણે લેનીનના જીવનનો બનાવ બની

ગયો હતો. સેંટ પીટર્સબર્ગના કામદારો હડતાલ પાડે, મોસ્કોના કામદારો ઝારના અમલદારો સામે ગોળીઓ છોડે, 'અંગાર' અખબારની નકલો જપ્ત થાય, કે રશિયામાં રહીને કોઇ મધ્યમ વર્ગનો વિનીત નેતા ઝારશાહી સામેની ઝુંબેશને અંગે કંઇક જાહેર ઉચ્ચારણ કરે—એ બધું લેનીનને પોતાના જીવનના જ બનાવ જેવું લાગતું; લેનીન યુરોપમાં ભટકતો હતો છતાં એ બધી વસ્તુઓની તેના જીવનની ચાલ ઉપર સીધી અસર હતી. લેનીન એ ઘટનાઓનું બરાબર પૃથક્કરણ કર્યા પછી આગળ ડગ માંડી શકતો. યુદ્ધકુશળ લેનીનની નવા વ્યૂહ રચવાની એ રીત હોવાથી, ૧૯૦૫–'૦૬ના બનાવો તેને માટે ખુબ જ ઉપયોગી, પ્રકાશદાયી અને નવો પંથ દાખવનારા નીવડ્યા.

૧૯૦૫ના ડીસેમ્બરના મોસ્કોના કામદારોના બળવા પછી, જેમ એક પાસથી કામદારોના બાહોશ જુસ્સાનો જુવાળ ઉતરવા માંડ્યો, અને બીજી પાસથી ઝારશાહીના રાક્ષસી દમનચક્રના મારમાંથી બચી જવા રશિયાના મધ્યમ વર્ગના અમુક કાર્યકર્તાઓએ કામદારોના બળવાને નિન્દવા માંડ્યો, તેમ લેનીનની આંખો વધારે ને વધારે ઉઘડતી ગઇ. લેનીને જોઇ લીધું કે અમારા સાથીઓ હોવાનું કહીને જેઓ અમારી પતાકા નીચે ઉભવા આવે છે તેઓ ઝારશાહીને જહન્નમની આખરી શિક્ષા ફરમાવવાનું ધ્યેય નથી સ્વીકારતા, તેઓ ઝારશાહીને જીવતી રાખવા માંગે છે અને તેની પાસેથી સુધારાના થોડા ટૂકડાની ભીખ ભીખે છે. લેનીને પારખી લીધું કે છેલ્લા ડીસેમ્બરના બનાવોએ બુરખો તોડી નાંખ્યો છે અને ઝારશાહીની દયા યાચનારાઓને ઉઘાડા પાડી દીધા છે. લેનીને 'અંગાર'નાં પાનાં ઉપર અક્ષરો આલેખ્યા કે રશિયાના કામદારોનો અને કૃષિકારોનો સાચો શત્રુ તો આ મધ્યમ વર્ગ છે. લેનીને 'અંગાર' દ્વારા ગર્જના કરી કે '૧૯૦૫–'૦૬નો વિપ્લવ ભલે આથમ્યો; સ્વાધીનતાના એ યુદ્ધમાં કામદારોનો ભલે પરાજય થયો; એથી રશિયાનું આકાશ સ્વચ્છ બને છે; એથી કામદારોના સાચા મિત્રો

કોણ છે અને સાચા શત્રુ કોણ છે એ હંમેશને માટે નક્કી થઇ જાય છે. ઝારશાહીને ગમે તેટલી અંકુશમાં લાવવાની નેમ રખાય, પણ જ્યાં સુધી ઝારશાહી જીવતી છે ત્યાં સુધી કામદારોનો મોક્ષ છે જ નહીં એ કામદારો ન ભૂલે. એટલે, હવે ઝારશાહીનો મૃત્યુઘંટ વગાડવામાં માનનારા–કામદારોનું રાજ્ય સ્થાપવામાં માનનારા–અને તેમાં નહીં માનનારા, એ બે જ વર્ગો રશિયાના કાર્યકર્તાઓના રહે છે. એ વર્ગો અરસ્પરસના મિત્રો નથી, પણ શત્રુઓ છે. રશિયાના કાર્યકર્તાઓએ, હવે, પોતે ક્યા ધ્યેયમાં માને છે એ નક્કી કરી, પોતાને ઠીક લાગતો ઝંડો પસંદ કરી લેવાની અને એ રીતે દુનિયાને પોતાના સાચા સ્વરૂપની ઓળખ આપવાની વેળા આવી પહોંચી છે.'

લેનીનને ૧૯૦૫–'૦૬ ની ઘટનાઓ પછી જ 'સાચા કામ કરનારાઓ' અને 'પોલી વાતો કરનારાઓ' વચ્ચે ભેદરેખા દોરવાનું સઝયું હતું એમ નથી; રશિયાના ક્રાન્તિવાદીઓના પ્રયત્નોને વિજયનો અભિષેક કરવા માટે અનિવાર્ય એવો એ ભેદ દોરીને એ બે વર્ગના માણસોને જૂદા પાડવાનું લેનીનને બહુ વહેલું સઝયું હતું. ૧૯૦૫–'૦૬ના વિપ્લવ પહેલાં થોડાં વર્ષો અગાઉ, વિપ્લવમાં માનનારા અને વિપ્લવ અર્થે કામ કરનારા ક્રાન્તિવાદીઓને ભેગીને, સામ્યવાદી લોકશાસન (સોસ્યલ ડેમોક્રસી)ના ધ્યેયવાળું, સામ્યવાદી લોકશાસન મંડળ (સોસ્યલ ડેમોક્રેટીક પાર્ટી) સ્થાપ્યું, તે દિવસથી જ લેનીનના મનમાં એ વસ્તુ સર્વોપરિ હતી. એ મંડળ સ્થપાયા પછી, તેના સ્થાપકોનો મોટો ભાગ જેમ જેમ, ઝારશાહીના ચક્રમાં સપડાતો ગયો–દેશપારી, કારાગાર, સાઇબીરીયા નિવાસની સજા વગેરે મેળવતો ગયો–તેમ તેમ લેનીન, વિપ્લવના કાર્યની નિર્વિઘ્ન પ્રગતિને માટે, મંડળની કાર્યનીતિ પરત્વે નિશ્ચિત ધોરણ ઉપર આવવાની જરૂર વધારે ને વધારે જોરથી આગળ મૂકતો ગયો.

૧૯૦૧–'૦૨ના દિવસોમાં લેનીનનો પ્રથમ સવાલ એ હતો કે આપણું મંડળ અસંદિગ્ધ વાણીમાં અને તત્કાળ ઝારના નાશમાં

પરિણમે એવી રાજકીય લડત લેવા માંગે છે કે એ મુદ્દાને બાજુએ રાખી, કામદારોની આર્થિક સમસ્યા ઉપર સર્વ લક્ષ કેન્દ્રિત કરવા માંગે છે? લેનીને પોતે તો, એ સવાલોની સાથે સાથે જ, પોતાની નીતિ જાહેર કરી દીધી હતી. તેણે 'અંગાર' દ્વારા માત્ર કામદારોની આર્થિક સમસ્યાઓનો ઉકેલ કરવાના પક્ષકારોની સામે (એ કાર્યનીતિને economism કહે છે) તેના દલીલો અને હકીકતોના ઘણો માર શરૂ જ કરી દીધો હતો અને 'ઝારના નાશમાં પરિણમે એવી રાજકીય લડત'ની તૈયારી માટે જીવન સમર્પનારા ક્રાન્તિકારોને એક ઝંડા નીચે એકત્ર થવા હાકલ પાડી હતી.

'અંગાર'ના સંપાદનમાં લેનીનને સાથ દેનારા તેના પ્રિય સાથીઓ—પ્લેખાનો, માર્ટો, એકસેલ્રો, ઝાસુલીશ વગેરે—લેનીનની આ નીતિથી વિરુદ્ધ હતા. તેઓ માનતા કે આવી ચોખવટ કરી નાંખવાની હજી વેળા નથી આવી. તેઓ કહેતા કે 'આપણે આપણી માગણીઓ રજૂ કરી શકીએ, આપણા ધ્યેયસૂત્રોની ઘોષણા કરી શકીએ: અને એ રીતે કાર્યનીતિના સવાલને દૂર રાખી શકીએ, આપણે સામાન્ય કામ કરનારાઓને મુડીવાદની સામે મોરચા માંડવાનું કહી શકીએ—કેવી રીતે મોરચા માંડવા એ વસ્તુને અધ્યાહાર રાખી શકીએ.'

લેનીન આ વિચારસરણીને આત્મવંચના કહેતો. તેને તે દંભ કહેતો. લેનીનનો પ્રત્યુત્તર એ હતો કે: સામ્યવાદના અનુયાયી ક્રાન્તિકારીએ અને માત્ર આર્થિક સમસ્યાઓના ઉકેલમાં માનનારા અર્થવાદીઓ બન્ને મૂડીવાદની સામે મોરચા માંડવાની વાત કરે છે, ત્યાં સુધી તો બન્ને વચ્ચે સામ્ય છે. ખરો તફાવત તો ત્યાર પછી જ શરૂ થાય છે. 'કેવી રીતે મોરચા માંડવા' એ જ સાચા તફાવતનો મુદ્દો છે. અને એ મુદ્દો અધ્યાહાર ન રાખી શકાય. લેનીને તો, તેના સાથીઓમાંથી આવી હાસ્યાસ્પદ દલીલોનો આશ્રય લઇને મુખ્ય વસ્તુને

દૂર ઠેલવાનો પ્રયત્ન થતો જોઇ, મનમાં ગાંઠ વાળી જ લીધી કે 'કામકરનારાઓ' અને 'વાતો કરનારાઓ'ને, 'લડવૈયાઓને' અને 'દલીલબાજો'ને જૂદા પાડવાનો સમય આવી પહોંચ્યો છે.

આખરે ૧૯૦૩ના ઉનાળામાં, લંડનમાં મંડળની કાર્યનીતિ નક્કી કરવા, મંડળના સભ્યોની ઐતિહાસિક પરિષદ મળી. લેનીને 'કામ કરનારાઓ' અને 'વાતો કરનારાઓ' વચ્ચે સ્પષ્ટ ભેદ દોરવાની વાત પરિષદ સમક્ષ મૂકી ને પહેલો ભડાકો કર્યો. લેનીને કહ્યું ; 'જેઓ માત્ર મંડળને પૈસા આપે અને મંડળ સાથે નામનો સંબંધ ધરાવે, જેઓ મંડળના ધ્યેયને ખાતર અંગત જોખમો લેવાને, આપભોગ આપવાને, મંડળની શિસ્ત સ્વીકારવાને તૈયાર ન હોય, એવા માત્ર બૌદ્ધિક સાથ આપનારાઓ આ મંડળના સભ્યો નહીં રહી શકે.' એ વસ્તુ લેનીને મંડળના બંધારણમાં ગોઠવી. લેનીને દરખાસ્ત આગળ કરી કે 'જેઓ માત્ર પૈસા દ્વારા નહીં, પણ મંડળની કોઇ એક સંસ્થામાં અંગત ભાગીદારી આપીને મંડળના કાર્યક્રમને કબૂલ રાખે અને મંડળને સાથ આપે તેઓ જ મંડળના સભ્યો ગણાશે.'

લેનીનની આ દરખાસ્ત સામે એક પક્ષ તરફથી સખ્ત વિરોધ આવતાં, લેનીને તેનો અનુત્તરીય જવાબ આપ્યો અને તેમના વિરોધના ચૂરેચૂરા કરી નાંખ્યા. લેનીનનો એ જવાબ રશિયાની તવારીખમાં અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે અને જેમને ઝારશાહી જેવી આપખુદ અને અત્યાચારી સત્તા સામે મરણિયો જંગ માંડવાનો છે તેમને એ સદા સ્મરણમાં રાખવા જેવો છે. લેનીને પ્રતિપક્ષીઓને કહ્યું કે : 'તમે બુદ્ધિમાનો અને કાર્યકારોની વાતો કરો છો; પણ એમાં એક મૌલિક તત્ત્વને ભૂલી જાઓ છો. મારી દરખાસ્ત આપણા મંડળના સભ્ય થવાના માર્ગને વિસ્તૃત બનાવે છે કે સાંકડો કરે છે? મારી દરખાસ્ત એ માર્ગને સાંકડો કરે છે : અને હું તમને કહું છું કે આજે આપણે જે કટાકટીના કાળમાંથી પસાર થઇએ છીએ તે કાળમાં, વાતો

કરનારાં, સમયવર્તી, આપણી પરિક્ષા પસાર ન કરી હોય તેવાં તમામ તત્ત્વોને જે જે દ્વારોથી આપણા મંડળમાં પ્રવેશ મળી શકતો હોય તે તે દ્વારો બંધ કરવાની જરૂર છે...જેઓ ભેરૂ માટેની દરખાસ્તનો પક્ષ કરે છે તેઓ આપણા મંડળના જીવનના એક મુખ્ય અનિષ્ટની પ્રત્યે આંખ મીંચી રાખવાની–માત્ર આંખ મીંચી રાખવાની જ નહીં પણ તેના ગુણ ગાવાની–મૌલિક ભૂલ કરે છે. આ અનિષ્ટ એ છે કે આજે, લગભગ વિશ્વવ્યાપી રાજકીય અસંતોષના વાતાવરણમાં, જ્યારે આપણે એકદમ ગુપ્ત રીતે આપણું કામ આગળ ચલાવવાનું છે ત્યારે, આજે જ્યારે આપણી પ્રવૃત્તિ પૃથ્વીના પેટાળમાં ગુપ્ત મંડળો દ્વારા અને ગુપ્ત વાતચિતો દ્વારા ચલાવવા ઉપર આપણું બધું લક્ષ કેન્દ્રિત કરવાનું છે ત્યારે, 'કામ કરનારાઓ' અને 'વાતો કરનારાઓ'ને ઓળખી કાઢવાનું કાર્ય એકદમ અઘરૂં અને લગભગ અશક્ય બની જાય છે. એક 'વાતોડીયો' પોતાને આપણા મંડળનો સભ્ય કહેવડાવવાનો હક્ક અને તક મેળવી જાય તે કરતાં દસ સાચા 'કાર્યકરો' પોતાને મંડળના સભ્ય કહેવરાવતા રહી જાય–અને સાચા કાર્યકરો એવા માનના કદિ ભૂખ્યા હોતા જ નથી–એ બહેતર છે. મારો આ સિદ્ધાન્ત અનુત્તરીય છે અને એને ખાતર જ મારે માર્ટો સામે લડવું પડે છે."

લેનીને, એ ઐતિહાસિક પરિષદમાં બેઠેલા તેના સહચારીઓને ધ્યેયનો ધ્રુવતારક બતાવતાં એમ પણ સમજાવ્યું કે: 'આપણે જે ક્રાન્તિ માગીએ છીએ તે એકલી આર્થિક ક્રાન્તિ નથી. આપણે સામાજીક, આર્થિક અને રાજકિય–એવી ત્રિવિધ ક્રાન્તિ માગીએ છીએ. આવી ત્રિવિધ ક્રાંતિના ધ્યેયમાં શ્રદ્ધા ધરાવનારા, એને અર્થે અહોરાત્ર પ્રવૃત્તિમાં મચ્યા રહેનાર, તત્ત્વનિષ્ટ, ભેખધારી ક્રાન્તિકારોનો નાનો પણ સંગઠિત અને સુવ્યવસ્થિત સંઘ આપણે માગીએ છીએ. આવા ક્રાન્તિકારો કાર્લ માર્ક્સના બોધેલા સામ્યવાદના સિન્દ્ધાન્તોના જીવનભરના આરા-

ધકો બની ત્રિવિધ ક્રાન્તિને માટે મોરચા માંડે અને એ ક્રાન્તિને સિદ્ધ કરે એ હું માગું છું...આવા ક્રાન્તિકારો કામદારવર્ગમાંથી જ આવવા જોઇએ અને ધનિકવર્ગમાંથી નહીં, એવા કોઇ બંધનમાં હું માનતો નથી. હું એક જ બંધનમાં માનું છું, હું એક જ બંધન માગું છું : અને તે એ કે એ ક્રાન્તિવાદી ગમે તે વર્ગમાંથી આવે તેની કશી જ ચિન્તા નહીં, પણ તે ત્રિવિધ ક્રાન્તિમાં માનતો હોવો જોઇએ અને તેને અર્થે ભેખધારી બન્યો હોવો જોઇએ. જેઓ ક્રાન્તિને જીવનના એક અને મુખ્ય વ્યવસાય તરીકે સ્વીકારે છે, જેઓ એવી ક્રાન્તિ નીપજાવવા જીન્દગીનો સુદ્ધાં ભોગ આપવાને ખડા છે એવા આજીવન, ધંધાદારી ક્રાન્તિકારોનો–Professional revolutionariesનો–સંઘ હું માગું છું. આપણે ત્રિવિધ ક્રાન્તિના આપણા પ્રયત્નોમાં વિજય વાંચ્છતા હોઇએ તો આવા આજીવન ક્રાન્તિકારોનો સંઘ સ્થાપવો એ અનિવાર્ય વસ્તુ છે.'

લેનીનનો આ ઘણપ્રહાર પરિષદમાં બેઠેલા વિરોધી સભ્યોને માટે અસહ્ય થઇ પડ્યો. લેનીનના અદ્ભુત વસ્તુનિરૂપણ સામે કોઇથી અક્ષર પણ ઉચ્ચારાઇ શક્યો નહીં. Professional revolutionaries–આજીવન ક્રાન્તિકારો એ લેનીનનું સાધન : અને ઝારશાહીનો નાશ માંગનારી ત્રિવિધ ક્રાન્તિ એ લેનીનનું સાધ્ય : એ ધ્યેય–નિરધાર સામે પણ કોઇ પ્રતિવાદ કરી શક્યું નહીં.

પણ એ છતાં, લેનીનના જૂના સાથીઓ, લેનીનની વિચારસરણી અને વસ્તુનિરૂપણ સ્વીકારી શક્યા નહીં. લેનીન આજીવન ક્રાન્તિકારીઓ અને બીજા બુદ્ધિમાનોની વચ્ચે ભેદની જે દિવાલ ઉભી કરતો હતો, તે તેમને ઉચિત અને આવશ્યક લાગી નહિ. આખરે એ મુદ્દા ઉપર લેનીન–પક્ષ અને તેના જૂના સાથીઓની વચ્ચે અપ્રતિકાર્ય મતભેદ ઉભો થયો. એ મુદ્દા ઉપર સામ્યવાદી લોકશાસન મંડળની વચ્ચે ફાટ પડી. લેનીન

બે મતથી જીત્યો : તેના પ્રતિપક્ષીઓ બે મતથી હાર્યા. તે દિવસથી લેનીનનો પક્ષ બોલ્શેવીક–બહુમતિ ધરાવનાર-પક્ષ કહેવાયો : અને તેના પ્રતિપક્ષીઓનો પક્ષ મેન્શેવીક–લઘુમતિ ધરાવનાર-પક્ષ કહેવાયો. લેનીનની સરદારી નીચે, ત્રિવિધ ક્રાન્તિની પાછળ જીન્દગી ન્યોછાવર કરવાનું અને ઝારશાહીને જમીનદોસ્ત કરી કામદાર રાજ્ય સ્થાપવાનું ધ્યેય સ્વીકારનારા બહાદૂર ક્રાન્તિકારો– જેમણે એ ધ્યેય સિદ્ધ કરી દુનિયાને તાજુબ કરી દીધી છે– તેમને ઇતિહાસ આજે બોલ્શેવીકોના પવિત્ર નામથી ઓળખે છે.

લેનીન આ મતભેદને માટે અને સામ્યવાદી લોકશાસન મંડળની પોતાના ધ્યેય મુજબની સાફસુફીને માટે તૈયાર જ હતો. તે સમજતો હતો કે 'ત્રિવિધ ક્રાન્તિ અને આજીવન ક્રાન્તિકારો'ના મુદ્દા આગળ કરવાથી તેના જૂના સાથીઓને છોડવાની વેળા આવશે : પણ તે તેને માટે તૈયાર જ હતો. લેનીનની જે પ્રતાપી મેધાએ, ૧૯૧૭ના વિપ્લવ–કાળમાં, કોઇની કલ્પનામાં ન આવી શકે એવાં અદ્દભુત કાર્યોની પરંપરા વડે એક પાસ રશિયન વિપ્લવને સિદ્ધ કર્યો અને બીજી પાસ આખી દુનિયાના સમર્થ રાજપુરુષોને પણ સ્તબ્ધ બનાવી દીધા, તે જ મેધાએ સામાન્ય નજરને સૂક્ષ્મ અને નામનો લાગતો પણ વસ્તુત : અતિ જબ્બર ભેદ પારખી લીધો : અને લેનીનના અનન્ય વસ્તુનિરૂપણના અને અસામાન્ય દલીલપ્રવાહના અસહ્ય ઘણપ્રહારોએ જે નિર્દયતાપૂર્વક અર્થવાદીઓને વિદારી નાંખ્યા હતા તે જ નિર્દયતાપૂર્વક ત્રિવિધ ક્રાન્તિના ધ્યેયના પ્રતિપક્ષીઓને પૂરા કર્યા. લેનીને જે કઠોરતાપૂર્વક અર્થવાદીઓને તેના જુથમાંથી જૂદા પાડ્યા હતા તેજ–બલ્કે તેથી વિશેષ કઠોરતાપૂર્વક મેન્શેવીકોને વિદાય દીધી.

મેન્શેવીકોમાં લેનીનના અતિ પ્રિય જીવન–સંગાથીઓ હતા. હદપારીમાં, રખડપાટમાં, સોણાંઓ સેવવામાં, દુઃખ વેઠવામાં, ક્રાન્તિનું દારૂખાનું તૈયાર કરવામાં સદા સાથીઓ રહેલા એવા

જે જે જીવન-સંગાથીઓને લેનીનને ત્યજવા પડ્યા તેમાં પ્લેખાનો, ઝાસુલીશ, માર્ટો એક્સ્લોડ વગેરે અત્યંત નામાંકિત વ્યક્તિઓ હતી. પ્લેખાનો 'રશિયન માર્કવાદ'ના પિતા તરીકે પંકાતો, મહાન્ અને તેજસ્વી વિદ્વાન તરીકે વિખ્યાત હતો, લેનીન એક કાળે તેને પોતાના ગુરૂ તરીકે સંબોધતો હતો. ઝાસુલીશ, પોતાના ક્રાન્તિવાદી સહકારીઓને શિક્ષા કરવા બદલ ઝારના વડા પ્રધાનનું ખૂન કરનાર એ વીરાંગના રશિયાના તરૂણોની આરાધનીય અંબા હતી. માર્ટો ક્રાન્તિવાદીઓના જુથમાં અસામાન્ય અખબારનવેશનું સ્થાન ભોગવતો હતો. એક્સ્લોડ રશિયન કમદારોની અવદશાથી તોબાહ તોબાહ પોકારતો જુવાન ક્રાન્તિવાદી હતો. એ સૌ આદર્શ-ભક્તો હતા. આદર્શની આરાધનામાં લેનીનથી કોઇ રીતે ન ઉતરે તેવા વીરનરો હતા. પણ તેઓ સામ્યવાદી લોકશાસન મંડળને માત્ર, 'ત્રિવિધ ક્રાન્તિમાં જ માનનારા આજીવન ક્રાન્તિકારોનું'જ મંડળ બનાવવાનું ન સ્વીકારી શક્યા. તેમને ક્રાન્તિને માટે ભેખ ધરનારાઓ ઉપરાંત ક્રાન્તિના આદર્શ પ્રત્યે માનસિક એકાગ્રભાવ અનુભવનારાઓને પણ મંડળમાં સ્થાન આપવામાં વાંધો નહોતો. પણ લેનીનને એ નહોતું પાલવતું. લેનીનની મર્મભેદી નજર તેનાં બુરાં પરિણામો જોઇ શકતી હતી. એટલે લેનીને, બધી અંગત ઉર્મિઓને દબાવીને, તેમનો સાથ તોડ્યો, તેમની સાથેનો અંગત અને રાજકીય સહચાર પૂરો કર્યો-કારણ કે ક્રાન્તિનું ધ્યેય સિદ્ધ કરવાની પાછળ પાગલ બનેલા લેનીનના જીવનમાં અગત જીવન જેવું કશું જ રહ્યું નહોતું-અને આજીવન ક્રાન્તિકારોનું એવું મંડળ જમાવ્યું કે જેણે ૧૯૧૭માં કામદાર-રાજ્ય સ્થાપીને લેનીનની સાધનાની પૂર્ણાહૂતિ ઉજવી.

૧૯૦૩ની ઐતિહાસિક પરિષદ પછી પણ બોલ્શેવીકો અને મેન્શેવીકો વચ્ચેનો આ મતભેદ કાયમ જ રહ્યો, એટલું જ નહીં પણ વધારે ને વધારે ઉગ્ર બનતો ગયો અને ૧૯૦૫-'૦૬ના વિપ્લવમાં જ્યારે કામદારોના સશસ્ત્ર બળવાને મેન્શેવીક પક્ષના આગેવાનોએ

અસંદિગ્ધ વાણીમાં તિરસ્કાર દીધો, ત્યારે તો એ મતભેદ રાષ્ટ્રવ્યાપક બની ગયો—એ સામ્યવાદી લોકશાસન મંડળની માંહે માંહેની ચર્ચા મટીને જાહેર વિષય બની ગયો. બોલ્શેવીકોના ૧૯૦૫–'૦૬ના હથિયારબંધ બળવાના નિષ્ફળ પ્રયત્ન પછી યે મેન્શેવીકો ચુસ્તપણે એમ માનતા હતા કે 'રશિયા એ પછાત મુલક છે, રશિયાના કામદારો હજી કાર્લ માર્કસના સામ્યવાદી સિદ્ધાન્તોને પૂરા નથી પચાવી શક્યા, એટલે પશ્ચિમ યુરોપના જે દેશોમાં કામદારોમાં સામ્યવાદી વિચારોનો વધારે પ્રચાર થયો છે, જ્યાં સામ્યવાદને સ્થૂલ દુનિયામાં ઉતારવાનું વાતાવરણ તૈયાર થયું છે, ત્યાંના કામદારોએ જ પ્રથમ રાજપલટો સાધવો જોઇએ—પછી જ, એના પરિણામ તરીકે રશિયાના કામદારોએ એનું અનુસરણ કરવું જોઇએ.' લેનીન એનો જવાબ આપતોઃ 'પ્રથમ તો, બીજા કોઇ પ્રદેશની વાત વચમાં આણ્યા વિના, આપણાં બળોને, આપણી પોતાની જ ઇચ્છાથી, એક નિશ્ચિત ધ્યેય તરફ દોરવામાં ખોટું શું છે? અને એમ કેમ ન કહી શકાય કે જો રશિયાનું સામ્યવાદી લોકશાસન મંડળ સત્તા મેળવવામાં અને તેને દીર્ઘકાળ સુધી જાળવી રાખવામાં સફળ નીવડે તો-તો જ પશ્ચિમ યુરોપના પ્રગતિમાન મુલકોમાં સામ્યવાદનો આદર્શ સિદ્ધ કરી શકાશે?' લેનીનના મુખેથી બોલ્શેવીઝમની યુદ્ધહાકલ ગાજતી કે દુનિયાના બીજા દેશોમાં સામ્યવાદી વિચારોનો પ્રચાર કરવો અને સામ્યવાદી ક્રાન્તિ સિદ્ધ કરવા પૂરતી આગ ઉત્પન્ન કરવી એ રશિયાના બોલ્શેવીકોની નેમ છેઃ રશિયાના કામદારોએ જગતભરને માટે ક્રાન્તિનો આતશ પૂરો પાડનારું પ્રેરકબળ બનવાનું છે.

આમ, મેન્શેવીકો જૂદા પડ્યા પછી જેમ જેમ વર્ષો વીતતાં ગયાં અને કામદારોની પ્રવૃત્તિઓ કંઇ ખાસ પરિણામ લાવનારી ન દેખાવા લાગી, તેમ તેમ લેનીને તેના પ્રચારકાર્યમાં સત્તા હાથ કરવાની નેમ ઉપર વધારે ને વધારે ભાર દેવા માંડ્યોઃ લેનીન જૂદી જૂદી રીતે રશિયાના કામદારો અને કૃષિકારોના કાનમાં એ એક જ મંત્ર

ફૂંકવા માંડયો : લેનીને તેના બોલ્શેવીક સાથીઓને પણ એ એક જ તૈયારીમાં ગરકાવ કરી દેવા માંડ્યા : લેનીનના આ અવિરત યુદ્ધનાદથી, માત્ર ક્રાન્તિની વાત કરી–માત્ર ક્રાન્તિની બીક બતાવી–ઝારશાહી પાસેથી સુધારા મેળવી તેને આવરદા આપવા મથતા મેન્શેવીકોનું સ્થાન સામાન્ય જનસમાજમાંથી ચળવા માંડયું : અને લેનીનની, રશિયાની રાજસત્તા કામદારોના હાથમાં મૂકવાને અર્થે, અનિવાર્ય માર્ગ તરીકે, સશસ્ત્ર બળવાની તૈયારીની ઘોષણાઓએ તો, મેન્શેવીકોનાં જહાજોના સઢમાંથી બધો પવન ખેંચી લઇ તેમને સાવ પાંગળા બનાવી મૂકયા.

લેનીને, ઝારશાહીને ઉથલાવી નાંખવાના તેના સંગ્રામના વ્યૂહો એક પછી એક દુનિયા સમક્ષ મૂકવા માંડ્યા. લેનીને જાહેર કર્યું કે પ્રથમ સર્વત્ર સવવ્યાપી રાજકીય હડતાલો પાડવી જોઇએ : પછી એ હડતાલીયાઓને હથિયારબંધ બળવાખોરોમાં પલટી નાંખવા જોઇએ : પછી એ લોકગણને તેમનું ક્રાન્તિવાદી નૂતન રાજ્યતંત્ર સ્થાપવાની જરૂરત સમજાવવી જોઇએ : પછી કામદારો અને કૃષિકારોનું લોકશાસન હસ્તીમાં આણવું જોઇએ.

લેનીન, ક્રાન્તિવાદી શાસનતંત્રની જરૂરિયાત સાબીત કરતાં–કામદારોના અને કૃષિકારોના, દરિદ્ર અને અસહાય લોકગણના ઉદ્ધારના એક જ ઉપાય તરીકે રાજ્યસત્તા હાથ લેવાની જરૂરિયાત સાબીત કરતાં જણાવે છે કેઃ 'રાજકીય સ્વાધીનતાના અને વર્ગયુદ્ધના મહાન્ સવાલો, આખરે તો, બળથી જ નક્કી થવાના છે. એટલે આપણે એવું બળ ઉત્પન્ન કરવાનો અને તેનો, માત્ર બચાવમાં જ નહીં, પણ આક્રમણ અર્થે પણ ઉપયોગ કરવાનો મોકો લેવો જોઇએ. *પારીસ કોમ્યુનના કાળથી યુરો-

*ઇસ્વી સન ૧૮૮૯માં, કાર્લ માર્કસના મૃત્યુ પછી છ વર્ષે પરીસમાં 'બીજી કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલ' નામની સંસ્થા સ્થાપવામાં આવેલીઃ તે પરીસ કોમ્યુનના નામથી ઓળખાય છે. આ સંસ્થાએ કાર્લ માર્કસે ૧૮૬૪માં લંડન મુકામે સ્થાપેલી 'પહેલી કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશલ'ના વિશુદ્ધ ક્રાન્તિવાદી પ્રચારકાર્ય વિરૂદ્ધ મોરચા માંડયાં.

પીયન રાજકારણમાં દીર્ઘ, અપ્રતિહત સુષુપ્તિનો જે કાળ આવ્યો છે તેણે આપણને માત્ર તળેથી પગલાં લેવાનું જ વિચારવાની (માત્ર હડતાલો વગેરે વિરોધ-પગલાં દ્વારા જ દુઃખોનું નિવારણ કરવાનું વિચારવાની) આદત પડી છે અને આપણને માત્ર આત્મ-રક્ષણકારી લડાઇઓ જ લડતાં શીખવ્યું છે. આપણે હવે નિઃશંક નવા યુગમાં-રાજકીય ઉથલપાથલોના અને વિપ્લવોના યુગમાં-પ્રવેશ કરીએ છીએ. આજે રશિયામાં જે યુગ બેઠો છે તેમાં હવે આપણે જૂની ભાવનાઓનાં બંધનો નહીં જ સ્વીકારી શકીએ. આપણે હવે ટોચેથી પગલાં ભરવાનો (કામદારો અને કૃષિકારોનું રાજ્યતંત્ર સ્થાપીને, તે દ્વારા નવસર્જન કરવાનો) વિચાર પ્રચારવો જોઇએ છે, હવે જોરદાર સામના માટે તૈયારીઓ કરવી જોઇએ અને એવા સામનાના સ્વરૂપો અને સંજોગોનો અભ્યાસ કરવો જોઇએ.'

આમ, લેનીનના બોલ્શેવીક પક્ષ અને તેના પ્રતિસ્પર્ધી મેન્શેવીક પક્ષ વચ્ચે વિચાર અને આચાર પરત્વે ભેદ વધતો જ ગયો: અને ૧૯૦૭ પછી લેનીનના અનુયાયીઓ સ્થિર ગતિએ વધતા જ ગયા.

### ૭

આજીવન ક્રાન્તિકારીઓ—Professional revolutionaries—એ લેનીનની જગતને મોટામાં મોટી બક્ષીસ છે. લેનીનના એ સ્પષ્ટ નિરૂપણ વિના, રશિયાનો અને જગતનો ઇતિહાસ જૂદો જ હોત. ઇતિહાસનો એ અનુભવ છે કે જ્યાં જ્યાં સત્તા સામે મોરચા માંડનારાઓએ સમાધાન વૃત્તિ બતાવીને, જ્યાં જ્યાં અનંત અનિષ્ટોના મૂળરૂપ અનિષ્ટ સત્તાનો નાશ કરવાને બદલે એ સત્તાની બક્ષીસરૂપ અમુક અમુક સુધારણાઓ તેના વિપક્ષીઓએ કબૂલ કરી લીધી છે, ત્યાં ત્યાં

આખરે અનિષ્ટ કાયમ રહ્યું છે, જૂલ્મ અને પીડન કાયમ રહ્યું છે અને એની સામે પોકારની જેહાદ માંડનારાઓ મહાત થયા છે. એટલે, અભૂતપૂર્વ પ્રતિભાસંપન્ન લેનીનની સર્વ વિચારણાઓનું મધ્યબિંદુ એ હતું કે કોઇ સંજોગોમાં, જે સત્તાની સામે સમરાંગણે પડો તે સત્તા તમને ગમે તેટલા સુધારા આપ તો યે તેની સામે સમાધાન ન કરો : એ ખોટી ચાલ છે, એ વિજયનું પરાજયમાં પરિવર્તન છે : જો તમે જૂલ્મ અને પીડનનો સદાને માટે અંત જ લાવવા માગતા હો તો તમારે, જે રાજસત્તામાં એવા જૂલ્મગાર અને પીડક બનવાની તાકાત છે તે રાજસત્તાને મીટાવવાને અને તેને સ્થાને જે રાજસત્તા કોઇ કાળે જૂલ્મગાર ન બની શકે એવી રાજસત્તા સ્થાપવાને મથવું જોઇએ. એ ધ્યેય પરત્વે મૂકછોડ કે સમાધાન હોઇ શકે નહીં : ધ્યેય પરત્વે મૂકછોડ એ દ્રોહ છે.

લેનીને રશિયાના વાતાવરણમાં એ અસમાધાનવૃત્તિનો આતશ—એ ધ્યેયહઠનો જુસ્સો આણ્યાથી જ, ૧૯૦૫–'૦૬ના વિપ્લવ પછીના પ્રત્યાઘાત વેળાએ પણ ક્રાન્તિનો ધ્વજ અચળ ફરકતો રહ્યો. લેનીને ઝારશાહીના નાશના ધ્યેયને જ વરેલા આજીવન ક્રાન્તિકારીઓને વીણી વીણીને જૂદા તારવી લીધા અને તેમને ક્રાન્તિની બરાબર તાલીમ આપી કામદારો અને કૃષિકારોમાં ગુપ્ત રીતે પ્રચારકાર્ય કરતા બનાવ્યા તેથી જ, ૧૯૦૫–'૦૬ના વિપ્લવ પછી ઝારશાહીએ રશિયામાં કાળો કેર વર્તાવ્યા છતાં, પ્રતિદિન સાંજે દેવળના ઘંટારવની સાથે ઝારશાહીનો મૃત્યુઘંટ વાગતો રહ્યો. ૧૯૦૬ના પ્રારંભથી ઝારશાહીએ તેનાં દમનનાં ચક્રો રાક્ષસી વેગથી ફેરવવા માંડયાં અને અસંખ્ય જુવાનોને, માત્ર સંદેહને કારણે જ, જેલમાં નાંખ્યા, ફાંસીએ ચડાવ્યા, સાઇબીરીયામાં રવાના કર્યા, દેશપાર કર્યા : પણ એ છતાં ક્રાન્તિનો હુતાશન ઓલવાવાને બદલે વધારે ને વધારે સળગતો ગયો. લેનીનની એ રચના ! લેનીનના એક વિચારનું જ એ સામર્થ્ય !

૧૯૦૬ની સાલથી રશિયામાં રાત્રિ પડી. પ્રજાજીવનનું નામ સરખું યે જીવતું ન રહેવું જોઇએ એવા નિશ્ચયની સાથે ઝારશાહીએ–એટલે કે ઝારશાહીના અંગભૂત એવા ઝારના પોલીસ અમલદારો, જમીનદારો અને પ્રજાદ્રોહી શહેરીઓએ–રશિયાના શહેરોના જાહેર માર્ગો ઉપર ક્રાન્તિ પ્રત્યે સહાનુભૂતિનો સંદેહ પડતાં, કામદારોનાં ટોળાંનાં ટોળાં ઉપર ચાબુકોનો મારો ચલાવવા માંડ્યો; પીસ્તોલો અને રાઇફલોને રમતી મૂકવા માંડી અને હજારોને કેદખાનામાં પૂરવા માંડયા. કેદખાનામાં પૂરવામાં આવેલા કામદારો, કૃષિકારો અને ક્રાન્તિવાદીઓમાંથી અનેકને, કોઇ જાતનાં કાયદેસર પગલાં લીધા વિના, જીન્દગીભરને માટે કારાગારની સજા આપવાનું શરૂ થયું અને અનેકને સાઇબીરીયાના દૂર દૂરના ભાગોમાં આખી જીન્દગીને માટે ઝૂરવાની સજા અપાવા માંડી : અનેકને લશ્કરી રીતે કામ ચલાવીને (કોર્ટ માર્શલ દ્વારા) ફાંસીની સજા આપવામાં આવી. 'સોશ્યલ ડેમોક્રેટ' અખબાર સને ૧૯૦૭થી–'૦૯ સુધીના ફાંસીની સજાના આંકડાઓ નીચે મુજબ આપે છે :

| વર્ષ | ફાંસીની સજા | | રીતસર ફાંસી આપવાનું અખબારોમાં જાહેર થયું |
|---|---|---|---|
| ૧૯૦૭ ... | ૧૬૯૨ | ... | ૭૪૮ |
| ૧૯૦૮ ... | ૧૯૫૯ | ... | ૭૮૨ |
| ૧૯૦૯ ... | ૧૪૩૫ | ... | ૭૪૮ |

અને 'સોશ્યલ ડેમોક્રેટ' લખે છે કે : 'આ આંકડાઓ ત્યારે જ બરાબર સમજાશે કે જ્યારે, લશ્કરી રીતે અને ગેરકાયદેસર ફાંસીની સજાના ભોગ બનનારા અસંખ્યોનો આંક આમાં સમાવેશ નથી પામતો એ વસ્તુ આપણે લક્ષમાં રાખીએ....મહાન ફ્રેન્ચ વિપ્લવની આસપાસ ત્રાસજનક રક્તવર્તુલ રચનારાં એ ત્રણ હજાર મુડદાંઓ ઝારશાહીના આ સીતમોના પરિણામે ખડકાયેલાં મુડદાંઓ પાસે સાવ થોડાં લાગે

છે. ' ૧૯૦૬થી ૧૯૦૯ સુધી રશિયાનાં મુખ્ય શહેરોની શેરીઓમાં રશિયન સ્ત્રી પુરૂષો અને બાળકોનાં મુડદાંના ઢગ રચાતા: અને એ 'મુડદાંમાંથી પોણા ભાગનાં કામદારો, કારીગરો, અને કૃષિકારો જેવા નીચલા વર્ગના લોકોનાં જ હતાં. ઝારશાહીએ ૧૯૦૫–'૦૬ના વિપ્લવ ઉપરનો પોતાનો વિજય એ રીતે ઉજવ્યો. વિનીતો અને મધ્યમ વર્ગના નેતાઓએ એ ચુપકીદીથી જોયા કર્યું અને કેટલાક કિસ્સામાં તો, 'ક્રાન્તિનાં બળોને' નાબૂદ કરવામાં ઝારશાહીને સક્રિય સહકાર આપી એ આપખુદ સત્તાની બેશરત તાબેદારી પણ ઉઠાવી.

આને પરિણામે, થોડા વખતને માટે તો, રશિયાનાં ક્રાન્તિવાદી બળો જરૂર છિન્નભિન્ન બની ગયાં. ખેડૂતોએ મનને મનાવ્યું: ' ક્રાન્તિ તો આપણુને કંઇ લાભ ન કરી શકી, હવે દુમાનો–રશિયાની રાજસભાનો–પ્રયોગ કરી જોઇએ.' એ રીતે ખેડૂતો જૂદાં જૂદાં અનેક કારણોએ ક્રાન્તિકારીઓથી દૂર દૂર રહેવા માંડયા. બીજી પાસ કામદારોના કિલ્લામાં પણ એક પછી એક ગાબડાં પડવા માંડયાં. તેમના અંગે અંગમાં નિર્બળતાએ પ્રવેશ કર્યો. હડતાલો અને હડતાલીયાઓની સંખ્યા એકદમ ઓછી થઇ ગઇ. એ અહેવાલ સરકારી આંકડાઓ નીચે મુજબ આપે છે;

| વર્ષ | | હડતાલો | હડતાલીયાઓ |
|---|---|---|---|
| ૧૯૦૫ | ... | ૧૪,૦૦૦ | ૨,૯૦૦,૦૦૦ |
| ૧૯૦૬ | ... | ૬,૧૦૦ | ૨,૧૦૦,૦૦૦ |
| ૧૯૦૭ | ... | ૩,૬૦૦ | ૭૪૦,૦૦૦ |
| ૧૯૦૮ | ... | ૯૦૦ કરતાં યે ઓછી | ૧૭૬,૦૦૦ |

અને ૧૯૦૯માં તો હડતાલો અને હડતાલીયાઓની સંખ્યા એથી યે ખૂબ ઓછી થઇ ગઇ. કામદારોનું બળ આમ સ્થિર ગતિએ તૂટતું જતું હોવાથી, ઝારશાહીનાં સંરક્ષક બળો અને ઉમરાવોનો મુક્કો ફરીવાર વધારે મજબૂત બન્યો. ૧૯૦૫ પહેલાં કામદારોની હડતાલોને પરિણામે, દરેક દશ વિવાદમાંથી

સાતમાં કામદારો કારખાનાદારોને ઘુંટણ ઉપર લાવી શકતા હતા, તેને બદલે ૧૯૦૯માં એવી સ્થિતિ આવી કે દરેક દશ વિવાદમાં પૂરા બેમાં પણ કામદારોની માંગણીઓ મંજૂર કરાવી શકાતી નહીં. ઘડીભર સૌને એમ લાગ્યું કે આદર્શનાં સ્વપ્નાં સેવનારા અને સમાનતાની નવી સૃષ્ટિ રચવાની ભાવનાઓ ભાવનારાં વિપ્લવવાદીઓની જડ ઉખડી ગઇ: રશિયામાં ઝારશાહી અને ઉમરાવોની આપખુદી અમર છે !

બીજી પાસ, કામદારોનો કચ્ચરઘાણ કાઢવાની સાથોસાથ ઝારશાહી બળોએ કામદારોને બળવાની પ્રેરણા આપનારાં વિપ્લવવાદી મંડળો ઉપર લોખંડી પંજો પછાડવા માંડયો. ઝારની પોલીસે પ્રત્યેક વિપ્લવવાદી મંડળને જમીનદોસ્ત કરી નાંખ્યું; પ્રત્યેક વિપ્લવવાદીને પકડી હદપાર કર્યો; તેનું સાહિત્ય જપ્ત કર્યું; તેનાં અખબારો બંધ કર્યાં; તેનાં મુદ્રણાલયોને નિર્મૂળ કર્યાં. સપાટી ઉપર જોનારા સૌના મનમાં થયું કે લેનીનનો ઝંડો ધૂળમાં મળી ગયો.

ઝારશાહીના આ ઉન્મત્ત દમનને પરિણામે, વિપ્લવના ધ્યેય પ્રત્યે અને વિપ્લવની ભાવના પ્રત્યે માનસિક એકાત્મભાવ અનુભવનારા પણ સુંવાળા શરીરવાળા અનેક માણસોએ સામ્યવાદી લોકશાસન મંડળનું સભ્યપદ ઉઘાડી રીતે છોડવા માંડ્યું. એ મંડળના સભ્યોની સંખ્યા ૧૯૦૭માં દોઢ લાખ ઉપર હતી તે ઓછી થઇ જઇને થોડા હજાર ઉપર આવીને ઉભી. અનેક વિપ્લવવાદીઓ વિપ્લવની સાધના છોડીને સાહિત્યસેવામાં અને ઇશ્વરોપાસનામાં બેસી ગયા. અનેક ઝારશાહીના દમને આ દુનિયાનાં દુઃખ ભૂલી પરભવના સુખ માટે આધ્યાત્મિક આરાધનાના માર્ગે ચડ્યા. રશિયામાં જે થોડાં વિનીત અખબારો સજીવ રહ્યાં તેમાં 'રાજકીય' એક પણ અક્ષર આવતો બંધ થયો, અને તેને બદલે બુદ્ધિમાનોના બુદ્ધિકુન્ઠની સૂચક બીજી અનેક ચર્ચાઓ આવવા લાગી.

એ વેળા સૌથી વધારે અનર્થ મેન્શેવીકોને હાથે થયો. ૧૯૦૭થી ૧૯૧૦ સુધીનાં વર્ષોમાં ૧૯૦૫–'૦૬ના નિષ્ફળ વિપ્લવના અત્યંત ઉગ્ર પ્રત્યાઘાતના પરિણામે રશિયામાં એવી સ્થિતિ આવી હતી કે કોઇ સંસ્થા કે મંડળ, જે પોતાને સ્પષ્ટ શબ્દોમાં ઝાર–સંસ્થાના સમર્થક અને કાયદાની મર્યાદામાં રહીને પ્રવૃત્તિ કરનાર તરીકે જાહેર ન કરે તેની હસ્તી ચાલુ રહેવી અશક્ય હતી. એટલે મેન્શેવીકોએ બધી સિદ્ધાંતની અને ધ્યેયની વાતો છોડી એ માર્ગ લીધો. બીજી પાસ, તેમણે વારંવાર જાહેરનામાંઓ બહાર પાડી ગેરકાયદેસર રીતે ઝારશાહીને હથિયારબંધ બળવાથી ઉથલાવી નાંખવાની પ્રવૃત્તિને વખોડવા માંડી, તેમાં શક્તિનો નિરર્થક વ્યય છે એમ જાહેર કરવા માંડયું અને સૌ કોઇએ કાયદેસર રીતે મહેનત કરી જે કાંઇ સુધારાના ટૂકડા બુકડા મેળવી શકાય તે મેળવવામાં પ્રતિકર્તવ્યના સમજવો જોઇએ એવો બોધ બોધવા માંડયો. તેમની આ મનોદશાને અનુરૂપ તેમણે બોલ્શેવીક પક્ષને તોડી નાંખવા Liquidation Policy–ગેરકાયદેસર પ્રવૃત્તિને પીગાળી પીગાળીને શૂન્ય કરી નાખવાની નીતિ–અખત્યાર કરી. તેમણે કામદારોને વિપ્લવનાં વૃથા સ્વપ્નાં છોડી કાયદેસર સસ્થાઓ દ્વારા સ્વહિતના સંગીન કામમાં લાગી જવા કહેવા માંડયું. તેમણે સર્વ સિદ્ધિઓ માટે ડુમાને કામધેનુ સમી કલ્પવા માંડી અને એમાં બેસીને, ઝારને વિનવીને, જે મેળવી શકાય તે મેળવી સંતોષ માનવા માંડ્યો. ડુમામાં પણ પોતાનું સ્થાન સ્થિર અને કાર્ય સરળ બને એ અર્થે તેમણે તેમનાં તમામ ઉચ્ચારણોમાં ઝાર પ્રત્યે ભરપૂર પ્રીતિ બતાવવા માંડી; અને જમીનદારોનો વર્ગ ઉખેડી નાંખવાની કે કામદારોને માણસ જેવી જીન્દગીની સગવડો આપવાની વાતો સાવ છોડી દીધી. મેન્શેવીક પક્ષની આ પ્રવૃત્તિએ રશિયાની બહાર રહ્યા રહ્યા પણ વિપ્લવની આગ જલતી રાખનારા બોલ્શેવીક વીરોની પ્રવૃત્તિને સખ્ત ફટકો લગાવ્યો.

પણ મેન્શેવીક પક્ષની આ બાજુ પ્રવૃત્તિ લાંબો કાળ અપ્રતિહત ચાલી શકી નહીં. જેઓ અંતરથી સાચા વિપ્લવવાદીઓ હતા અને એકલા આજીવન ક્રાન્તિકારીઓને નહિ પણ ક્રાન્તિ પ્રત્યે માનસિક સહાનુભૂતિ ધરાવનારાને પણ ક્રાન્તિના ઝંડા નીચે સ્થાન છે એવી પ્રામાણિક માન્યતા ખાતર જેઓ બોલ્શેવીક પક્ષથી જૂદા પડ્યા હતા એવા કેટલાક અગ્રણી મેન્શેવીકોએ જ તેમના પક્ષની આ પ્રવૃત્તિ સામે બંડ જગાવ્યું. તેમણે 'લીકવીડેટરો'ના પક્ષનો ત્યાગ કર્યો અને 'સોશ્યલ ડેમોક્રેટીક ડાયરી' નામનું અખબાર સ્થાપી જાહેર કર્યું કે: 'આજે વિપ્લવની પ્રવૃત્તિ સામે વારંવાર હલ્લો લઇ જનારાઓ તો તેઓ જ છે કે જેઓ ખરેખર વિપ્લવના સમરમાં ઉતરવા માટે નાલાયક બની ગયા છે. તેઓ થાકી ગયા છે, તેમને આરામ જોઇએ છે; સામાન્ય કામદારમાં આત્મસમર્પણનો જે આતશ અખૂટ સળગી રહ્યો છે અને જાનફેસાનીની જે અનન્ત શક્તિ તેનામાં ભરી છે, તે તેમનામાં નથી. તેઓ તેમના સાથીઓને છોડી ભાગી છૂટ્યા છે; પણ તેઓ સૌને એમ મનાવવા ઇચ્છે છે કે અમે ભાગી છૂટ્યા નથી, અમે અમારા સાથીઓનો દ્રોહ નથી કર્યો; અમે તો વધારે વ્યાપક એવા ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે.'

મેન્શેવીકોની આ નાની ટૂકડીના આ વલણે 'લીકવીડેટરો'ને બરાબર ઉઘાડા પાડ્યા. બીજી પાસ મેન્શેવીક પક્ષની ટ્રોટસ્કીની ટૂકડીએ પણ વીએનામાંથી પોતાના અખબાર 'પ્રાવદા' દ્વારા 'લીકવીડેટરો' ઉપર મારો ચલાવવા માંડ્યો. પણ એ બધું છતાં, એ બન્ને ટૂકડીઓ મૂળ તો મેન્શેવીક હતી. તેઓ બોલ્શેવીકોના—લેનીનપક્ષના દષ્ટિકોણનં સ્વાભાવિક રીતે ઇન્સાફ ન કરી શકી. લેનીને મૌન તોડ્યું. તેણે ફરીવાર તેના 'પ્રોલેટરીયટ' અખબાર દ્વારા બોલ્શેવીક આદર્શો અને સિદ્ધાન્તોનો શંખ ફૂંક્યો.

લેનીને સિંહગર્જના કરીઃ 'જ્યાં સુધી ઝારનું તંત્ર કાયમ છે ત્યાં સુધી કાયદાની મર્યાદામાં રહીને કામદારોની વ્યાપક સંઘ-

પ્રવૃત્તિની શક્યતાની વાત થઇ શકે જ નહિ. એ અશક્ય છે... એ પરિસ્થિતિમાં એક જ માર્ગ શક્ય છે. ગેરકાયદેસર વિપ્લવવાદી પ્રવૃત્તિ દ્વારા જ કામદારોને તેમના સાધ્યના સામ્યવાદી સિદ્ધાન્તોમાં મક્કમ રાખી શકાશે. કામદારોની વિપ્લવવાદી પ્રવૃત્તિનાં ત્રણ ધ્રૂવતારકો છે અને રહેશે; એક, લોકગણતું પ્રજાસત્તાક; બીજું, જમીનદારોની જમીનદોસ્તી અને ત્રીજું, આઠ કલાકનો દિવસ. આ ત્રણ સાધ્યોનો સન્દેશ પ્રત્યેક રશિયનના હૃદયમાં છપાઇ જાય તે માટે બોલ્શેવીકો તમામ શક્ય માર્ગોએ—ગેરકાયદેસર અને કાયદેસર માર્ગોએ પ્રવૃત્તિ કરશે.'

લેનીનની આ ઘોષણાએ અનેકની અસ્પષ્ટ વિચારણાનાં જાળાં ભેદી નાંખ્યાં : રશિયાના આકાશમાં ફરીવાર બોલ્શેવીક વિપ્લવવાદીઓનાં ધ્યેયના ત્રણ ધ્રૂવતારકો પ્રકાશી રહ્યા : મેન્શેવીકોમાંથી જેઓ માનતા હતા કે અમારા પ્રચારકાર્યને પરિણામે લેનીન સમા ધ્યેયના અચળ અને મરણીયા પૂજારીઓ અદૃશ્ય થયા છે તેમની ભ્રાન્તિ ભાંગી ગઇ : અને સૌથી વિશેષ, રશિયાનાં કેટલાંક કામદારમંડળો ચોમેર શૂનકાર અને ચૂપકીદી જોઇ બીજો કોઇ માર્ગ ન રહેવાને કારણે વિપ્લવનું ધ્યેય વિસરી જવા માંડ્યાં હતાં તેમનામાં નવી આશા જન્મી.

અદ્‌ભુત આશાવાદી લેનીને, રશિયાથી દૂર રહ્યા રહ્યા ફરીવાર તેનું અફર ગણિત ગણ્યું, નવી ચાલો નક્કી કરી અને ઝારશાહીના તખ્ત નીચે સુરંગ ખોદવાનું કાર્ય આગળ ધપાવ્યું. લેનીને જોયું કે અંધકારનાં, નિરાશાનાં, દમનનાં આ વર્ષોમાં ખુદ રશિયામાં કામદારોની સમક્ષ ધ્યેયનો ધ્રૂવતારક દૃશ્યમાન રાખવા માટે ઝારની દુમાની વ્યાસપીઠનો પણ ઉપયોગ કરી લેવો રહે છે. કાયદેસર માર્ગોએ પણ જેટલું પ્રચારકાર્ય થઇ શકે તેટલું કરી લેવું રહે છે. લેનીને પોતાના માણસોને દુમામાં મોકલવા માંડ્યા—એ વ્યાસપીઠ ઉપરથી બોલ્શેવીક વિપ્લવવાદીઓના ધ્યેયની રશિયાવ્યાપક ઘોષણા કરવા અર્થે. ૧૯૨૧ના અસહકારના

પ્રયોગ પછી હિન્દમાં દેશબંધુએ ધારાસભાઓનો કબજો લઇ અસહકારના પ્રચાર માટે તેનો ઉપયોગ કરવાની ઘોષણા કરેલી અને ગાંધીજીના ચુસ્ત અસહકારવાદી પક્ષે તેનો વિરોધ કરેલો તેમ લેનીનના દુમા–પ્રવેશના વ્યૂહ સામે પણ તેના પક્ષના કેટલાક ચુસ્ત વિપ્લવવાદીઓએ વિરોધ કર્યો. તેઓએ કહ્યું: 'દુમાની વ્યાસપીઠ પણ અમારે નહીં જોઇએ. અમે એક પણ કાયદેસર માર્ગ નથી સ્વીકારતા. અમે અમારૂં કાર્ય ગેરકાયદેસર માર્ગે, ઝારની સત્તાની અવગણના કરીને જ કરવા માગીએ છીએ.' લેનીને તેમના એ સાથીઓની વિચારસરણીની કદર કરી પણ પોતાનો માર્ગ ન ત્યાગ્યો. તેણે કહ્યું: 'આપણે દુમામાં પ્રવેશ કરીએ છીએ તે ઝારની તારીફ ગાવા નહીં, સુધારાઓના ટૂકડાથી સંતોષ માનવા નહીં, ઉમરાવો અને જમીનદારોના પ્રતિનિધિઓ સાથે મહોબ્બત બાંધવા નહીં, પણ ઝારશાહીને તેના નગ્ન–સ્વરૂપમાં ઉઘાડી પાડવા, આપણા આદર્શ અને ધ્યેયનું પ્રચારકાર્ય કરવા, વિલ્પવની તૈયારી કરવા.'

લેનીને પ્રત્યાઘાતનાં એ વર્ષોમાં એ રીતે વિપ્લવનો ઝંડો ફરકતો રાખ્યો: અને પછી છ વર્ષ પછી જ્યારે સિંહાવલોકનનો વખત આવ્યો–૧૯૧૭ના ઐતિહાસિક વિપ્લવ અર્થે વિપ્લવનાં બળોને એકત્રિત કરવાનો કાળ આવ્યો ત્યારે લેનીને આત્મશ્રદ્ધાથી ઉચ્ચાર્યું: 'હવે અત્યારે આપણે આખા સળંગ કાળનું અવલોકન કરી શકીએ છીએ, ત્યારે આપણને બરાબર સમજાશે કે જો બોલ્શેવીકોએ યુદ્ધના કાયદેસર અને ગેરકાયદેસર એવા બન્ને માર્ગોએ પોતાનું કાર્ય જારી ન રાખ્યું હોત, અત્યંત પ્રગતિ–વિરોધી એવી એ પ્રજાસભામાં તેમજ એવી જ બીજી સંસ્થાઓમાં પ્રવેશવાનો આગ્રહ ન રાખ્યો હોત, તો તેઓ ૧૯૦૮થી ૧૯૧૪ના કાળમાં વિપ્લવવાદી કામદારમંડળોને આટલી જબ્બર સંખ્યામાં અસ્તિત્વમાં ન લાવી શકયા હોત, તેઓ તેમના પક્ષને ન સંગઠિત કરી શકયા હોત, ન સબળ બનાવી શકયા હોત, ન વિકસાવી શકયા હોત.'

લેનીનની આવી દૂરદર્શી વ્યૂહશક્તિના બળે રશિયાનો અંધકાર–કાળ પૂરો થયો; ૧૯૧૧ પછી ફરીવાર વિપ્લવપ્રવૃત્તિમાં નવો પ્રાણ પ્રગટયો; ઝારશાહીનાં દમનનાં ચક્રો તેમની રાક્ષસી ગતિએ ફરતાં છતાં, લેનીનનો વિપ્લવધ્વજ અચળ રહ્યો: ફરીવાર રશિયાની દિશાઓ ઝારશાહીના મૃત્યુઘંટના પડઘાઓથી ગાજી રહી: ફરીવાર રશિયાનું આકાશ લેનીનના જયનાદથી રણકી રહ્યું.

§૮

૧૯૦૫–'૦૬ના પ્રથમ નિષ્ફળ વિપ્લવ પછી ૧૯૧૭ના દ્વિતીય વિજયી વિપ્લવ સુધીના કાળમાં રશિયાની જનજાગૃતિના ઇતિહાસમાં અનેક અવિસ્મરણીય બનાવો નોંધાયા છે. તેમાં, ૧૯૧૦ પછી, પ્રત્યાઘાતનો સમય પૂરો થયા પછી, કામદારોએ અને કૃષિકારોએ વિપ્લવના રોમાંચકારી સંગીતના તાલ મુજબ પોતાની કૂચ ફરી શરૂ કરી તેનો સૂચક ૧૯૧૨ના એપ્રીલનો એક બનાવ ખાસ નોંધ માગી લ્યે છે. કામદારોની પુનર્જાગૃતિના ઘંટારવ સમી એ ઘટના 'લીના શોણિતસ્નાન' (Lena Bloodbath) તરીકે રશિયામાં ખૂબ મશહુર છે.

૧૯૧૦ પછી, લેનીન અને તેના મરણીયા ધ્યેયવાદી સાથીઓની ટૂકડી–આજીવન ક્રાન્તિકારીઓની મંડળી–કાયદેસર અને ગેરકાયદેસર એવા તમામ માર્ગોએ કામદારોમાં તેમના માનવ તરીકેના હક્કોનું જ્ઞાન બરાબર ફેલાવી રહી હતી; તેમનામાં તેમનાં તમામ દુ:ખોના એક અમોઘ ઇલાજ રૂપ વિપ્લવની ક્ષુધા વધારે ને વધારે ઉગ્ર બનાવી રહી હતી: એને પરિણામે કામદારોની હડતાલોનું પુનરાવર્તન શરૂ થઇ ચૂક્યું હતું. ૧૯૦૫ પછી ૧૯૧૦ સુધી જેમ હડતાલો ઉત્તરોત્તર ઘટતી ગઇ તેમ ફરીવાર ૧૯૧૦થી હડતાલોનો આંક ચડવા લાગ્યો. ૧૯૧૦માં હડતાલીયાઓની સંખ્યા આશરે પાંચ લાખની આસપાસ હતી. ૧૯૧૨માં

તે દશ લાખે પહોંચી; ૧૯૧૩માં પંદર લાખે; ૧૯૧૪માં વીશ લાખે; અને પછી તો વિપ્લવની ઝંખના ઝંખતા અને વિપ્લવને માટે સર્વસ્વની આહૂતિ આપવા પડાપડી કરતા કામદાર–હડતાલીયાઓની સંખ્યા એટલા વેગથી વધવા માંડી કે ૧૯૧૭નું ઐતિહાસિક વર્ષ આવ્યું ત્યારે રશિયાભરમાં ભાગ્યે જ એવો કોઇ રડયો ખડયો અભાગી કામદાર હશે કે જે વિપ્લવસૈન્યનો સૈનિક નહીં બન્યો હોય, જે તેના કારખાનાદારોને નમાવવા અને તોબાહ તોબાહ પોકરાવવા વારંવાર હડતાલનો પ્રયોગ નહીં કરતો હોય, જે ઝારને પદભ્રષ્ટ કરી તેના સિંહાસન ઉપર લોકગણના પ્રજાસત્તાકની પતાકા ફરકાવવા અધીરો નહિ બન્યો હોય.

વિપ્લવની આ જ્વાલા, રેલ્વેના રાજમાર્ગો અને શહેરોથી દૂર દૂર એવા સાઇબીરીયાના વગડાઓમાં સોનાની ખાણોમાં કામ કરતા કામદારોમાં પણ પહોંચી ચૂકી હતી. લેનીનનો સંદેશ પોતાના માલિકોને માટે દિવસરાત મૂંગા મૂંગા ખોદકામ કર્યે જતા એ સાઇબીરીયાના અભણ કામદારોના કાનમાં પણ પેશી ગયો હતો. અને તે ઠેઠ ૧૯૧૦–૧૧નાં વર્ષોમાં. એટલે, સોનાની ખાણોના એ કામદારોને સમજાયુ કે તેમના માલિકો તેમની મહેનતને પરિણામે જ આ બધા વૈભવ ભોગવે છે. પછી તો કામદારોને તેમનાં બાળકોનો ભૂખમરો, તેમની પોતાની ચીંથરેહાલ અવસ્થા ખૂચવા લાગી. લીનાની સોનાની ખાણના કામદારોએ તેમના માલિકોને જરા દયાવંત બનવા–તેમને મનુષ્ય તરીકે ગણવા–વિનંતિ ગુજારી. એ વિનંતિની માલેતુજાર માલિકોએ અવહેલના કરી. કામદારોએ ૧૯૧૨ના એપ્રીલમાં પોતાની થોડી નાની શી માંગણીઓ વડી અને માલિકોને મળવા સંઘરૂપે તેમના મહેલ તરફ ચાલ્યા. માલિકોથી એ ન સહાયું. તેમના સિપાઇઓને આજ્ઞા છૂટી. સેંકડો બંદૂકોમાંથી એક સાથે કામદારોની છાતીઓ ઉપર ગોળીઓ છૂટી. કામદારોના સરઘસે શોણિતસ્નાન કર્યું. હજાર જેટલા કામદારોનાં શબ લોહીનાં તળાવડાંઓમાં તરવા લાગ્યાં. એ લીના શોણિતસ્નાન.

લીનાના કામદારોના એ શોણિતસ્નાનના ખબર રશિયાના જૂદા જૂદા ભાગના કામદારોમાં પહોંચતાં, ઠેર ઠેર કામદારોએ હમદર્દીની હડતાલો પાડી, વિપ્લવના રાતા ધ્વજને મોખરે રાખી સરઘસો કાઢયાં અને પોતાના બંધુ કામદારોનાં શબ ઉપર વિલાપ કરતાં આત્માના સાચા પુણ્યપ્રકોપપૂર્વક જે રાજ્યતંત્રમાં આવી કત્લો શકય બને છે તે રાજ્યતંત્રના–ઝારશાહીના–નાશના શપથ લીધા.

લીનાના શોણિતસ્નાનની ઘટના પછી, લેનીન કહે છે તેમ, કામદારોને અડગ વિપ્લવવાદી બોલ્શેવિક બનાવવાની–Bolshevisation of the working class–ક્રિયા ખૂબ જોરથી ચાલી. કામદારોની હડતાલોએ સ્પષ્ટ રાજકીય સ્વરૂપ લીધું: કામદારોમાં વિપ્લવના ઉદ્દેશોનું જ્ઞાન વધતું ગયું: કામદારો બોલ્શેવીક નેતાઓનાં જાહેરનામાં, પ્રચારપત્રિકાઓ, અખબારો વગેરે વધારે ને વધારે સમજપૂર્વક વાંચતા થયા. કામદારોએ ઝારને અરજી કરી સુધારા મેળવવાનો માર્ગ બતાવનારા મેન્શેવીકોને ફેંકી દીધા અને લેનીનના બોલ્શેવીક પક્ષની સાથે બોલ્શેવીક બન્યા. ૧૯૧૪નું વર્ષ આવ્યું, ત્યાં તો રશિયાભરના કામદારો અને કૃષિકારો એક જ નામ, એક જ પક્ષ અને એક જ ધ્વજને ઓળખતા બની ગયા. એ નામ લેનીનનું, એ પક્ષ બોલ્શેવીક, એ ધ્વજ વિપ્લવનો.

યુરોપની યાદવાસ્થળી મંડાઇ તે પહેલાં બોલ્શેવીક બળનો આંક મૂકતાં લેનીન કહે છે: 'કામદારોમાં ૧૯૦૫–'૦૬ના વિપ્લવની સ્મૃતિઓ બરાબર જાગૃત થઇ ચૂકી હતી. તેમને ખાત્રી થઇ ચૂકી હતી કે એક બોલ્શેવીકો જ સાચા વિપ્લવવાદીઓ છે. ...બોલ્શેવીઝમની જયગાથાઓ સાથે, પ્રથમ વિપ્લવવેળાની કામદાર–જાગૃતિની હિલચાલ ફરીવાર દેશવ્યાપી બની રહી હતી. પ્રત્યાઘાતના સમયમાં નેતાઓ અને કામદારો વચ્ચેની ગાંઠો નરમ પડી ગઇ હતી તે પાછી મજબૂત બની રહી હતી. આખી

હિલચાલમાં નવા પ્રાણ અને નવું જોમ ઝળકી રહ્યાં હતાં. આખરી યુદ્ધનો દિવસ ઝડપથી નજીક આવી રહ્યો હતો.'

યુરોપીય વિગ્રહના નગારાં વાગ્યાં. રશિયાની સંપત્તિના સ્વામી ઇંગ્લાંડ અને ફ્રાન્સ યુદ્ધમાં ઉતર્યાં, એટલે, તેમની ઇચ્છાને વશ બનીને રશિયાના ઝારને મૂગા મૂંગા યુદ્ધભૂમિ ઉપર પગ મૂકવો પડયો. એ વેળા રશિયાના કામદારોએ મોક્રો જોઇ વિપ્લવનો જય પોકાર્યો. રશિયામાં ૧૯૦૫–'૦૬ના વિપ્લવના દિવસોનાં દશ્યો ફરીવાર ભજવાયાં. પીટર્સબર્ગમાં કામદારોએ હથિયારો બાંધી સરઘસ કાઢયાં, શેરીઓ અને રાજમાર્ગો ઘેરી લીધાં. ઝારની પોલીસ વચ્ચે અને તેમની વચ્ચે રમખાણ મચ્યાં. કામદારોએ જાહેર કર્યું : 'અમે કોઇ પણ સંજોગોમાં આ યુદ્ધમાં હિસ્સો નહિ આપવા મક્કમ છીએ. અમે સામ્રાજ્યવાદ, મૂડીવાદ અને ઝારશાહીનો નાશ ચાહીએ છીએ. આ યુદ્ધ એ ત્રણેને નવું જીવન આપવા મંડાય છે.'

લેનીને પ્રસંગ ઓળખી, તેના અનુયાયીઓના કાનમાં નવો મંત્ર ફૂંકયો : 'ભેરૂઓ, ઝારશાહીના મૃત્યુનો દિવસ ઝડપથી નજીક આવી રહ્યો છે. યુરોપનું આ યુદ્ધ ભલે આવ્યું. 'દેશની રક્ષા કરો' એ યુદ્ધ ઘોષણાને બદલે 'આ સામ્રાજ્યવાદી યુદ્ધને આંતરિક યુદ્ધમાં પલટી નાંખો' એ ઘોષણા સાથે કામે લાગી જાઓ.' લેનીને તેના સાથીઓને સમજાવ્યું કે : 'આ યુદ્ધનાં મૂળ મૂડીવાદના વિકાસની અત્યારે ખીલતી જતી છેલ્લી સામ્રાજ્યવાદી કલામાં રહેલાં છે : આજે દરેક દેશ પોતાની પૂંજી વધારવા પોતાનાં કારખાના માટે કાચો માલ માંગે છે અને તૈયાર માલ માટે બજારો માંગે છે. એની ઝૂંટાઝૂંટ માટે આ યુદ્ધ મંડાયું છે : આ યુદ્ધમાં દરેક પક્ષ આક્રમણકારી છે, એકે કેવળ આત્મરક્ષક નથી; સૌ પોતાની સામ્રાજ્યવાદી મુરાદો સિદ્ધ કરવા નીકળ્યા છે; એટલે સામ્યવાદી વિપ્લવ માંગનારાઓ માટે આ અવસર સામ્રાજ્યવાદની ગરદન ઉપર જીવલેણ પ્રહાર કરવાનો છે.'

લેનીનની આ વિચારસરણી બોલ્શેવીકોએ એકદમ ઝીલી લીધી. લેનીનના સાથીઓ આ યુરોપવ્યાપી યુદ્ધના મોકાનો લાભ લઇ રશિયામાં આંતરિક વિગ્રહ જગાવવાની તૈયારીઓમાં લાગી ગયા. 'Change the imperialist war into civil war' એ ઘોષણાથી રશિયાનું પ્રત્યેક શહેર અને પ્રત્યેક કામદારમંડળ ગાજી ઉઠયું. દિવસ પછી દિવસ, મહિના પછી મહિના, વર્ષ પછી વર્ષ, જેમ જવા માંડયાં, યુરોપીય યુદ્ધ જેમ આગળ વધવા માંડયું, તેમ, રશિયામાં લેનીનના સાથીઓની ઝારશાહીના કિલ્લા ઉપર છેલ્લો હલ્લો લઇ જવાની તૈયારી વધારે ને વધારે સંગીન બનવા માંડી. તેમણે લશ્કરના સિપાઇઓમાં પણ તેમનો વિપ્લવનો સંદેશ પહોંચાડયો. તેમણે તેમને શીખાવ્યું કે 'તમારી પોતાની બેડીઓ વધારે મજબૂત કરવાને તમારાં માથાં ન કાપી આપો : તમને બેડીઓ પહેરાવનારની સામે ઝૂઝવા તૈયારી કરો.' સામ્રાજ્યવાદી યાદવાસ્થળીને આંતરિક યાદવાસ્થળીમાં પલટી નાંખવાનો સંદેશ રશિયાના કામદારોમાં, કૃષિકારોમાં, સિપાઇઓમાં બરાબર ઝીલાયો.

યુદ્ધ જેમ જેમ આગળ વધ્યું તેમ તેમ ઝારનો ખજાનો ઉલેચાવા માંડયો : ૧૯૧૬ની આખરમાં એવા દિવસ આવ્યા કે જ્યારે ઝારની પાસે તેના સિપાઇઓને પગાર ચુકાવવા નાણું ન રહ્યાં. સિપાઇઓએ પોતાનાં બાળબચ્ચાંને ભૂખમરો વેઠતાં છોડી રણમેદાન ઉપર જવાની ના પાડવા માંડી. બીજી પાસ, રશિયામાં દૈનિક જરૂરિયાતોની વસ્તુઓના ભાવ બમણા થઇ જવાથી અને કામદારોને તેમની રોજીમાં વધારો નહીં મળવાથી તેમનો અસંતોષ વધ્યો. 'રોટી આપો, નહીં તો રાજગાદી છોડો.' એવા એવા મુદ્રાલેખવાળા વાવટાઓ સાથે કામદારોનાં સરઘસો શહેરોના રાજમાર્ગો ઉપર ફરવા લાગ્યાં.

એ સંજોગોમાં, લેનીનના સાથીઓનું પ્રચારકાર્ય કામદારો અને સિપાઇઓમાં ખૂબ ઉંડું ઉતરવા માંડયું. પેટ્રોગ્રેડ જેવાં

શહેરોમાં અઢી અઢી લાખ કામદારો હડતાલ પાડી, હડતાલીયા રૂપે સરઘસો કાઢી ઝારના મહેલની આસપાસ ફરવા માંડયા, ઝારના અમલદારો જ્યારે એ ટોળાંઓને વિખેરવા તેમની સામે સિપાઇઓની ટૂકડીઓ ગોઠવી ગોળીબારના હુકમો આપવા માંડયા, ત્યારે સિપાઇઓએ ગોળીઓ છોડવાની સાફ ના પાડી : અમુક વેળાએ તો પોતાના અમલદારો સામે જ ગોળીઓ છોડી બળવો પોકાર્યો. આવા સંખ્યાબંધ બળવાઓ થયા. એક વાર તો ખુદ સેનાપતિનો જાન ગયો. ઝારના અમલદારોએ આ બળવાના તત્ત્વને નિર્મૂળ કરવા સખ્ત પગલાં લીધાં, કેટલાય સિપાઇઓને સેનાની સમક્ષ તોપને ગોળે ઉડાવી દીધા, કેટલાય લશ્કરી અમલદારોને રૂખસદ દીધી.

પણ એથી સ્થિતિ જરા યે સુધરી નહિ. વિપ્લવની જ્વાળા વધારે ને વધારે પ્રસરતી ગઇ: લેનીનનો સન્દેશ ખુદ ઝારના મહેલમાં–ઝારના અંગત માણસોમાં પહોંચી ગયો: ઝારની નાલાયકાતની, તેના અમલદારોની નિર્બળતાની વાતો લોકોમાં ફેલાવા માંડી; ઝારના અમલદારોની રૂશ્વતખોરીના ચોંકાવનારા પ્રસંગો લોકસમૂહની નજરે ચડવા માંડયા: ઝારના મહેલમાં રાજ્ય કરતાં ધર્માચાર્ય રાસ્પુટીનના પાપાચાર પ્રકાશમાં આવ્યા. રાસ્પુટીનનું વિસ્મયકર રીતે ખૂન થયું.

આમ એક પાસ ઝારશાહીના અનિવાર્ય પરિણામ રૂપે રાજ્ય તંત્રની નાલાયકાત, નિર્બળતા, રૂશ્વતખોરી અને સડો પ્રકાશમાં આવ્યાં; બીજી પાસ પોતાની હવેલીઓમાં મલમલના ગાલીચાઓમાં ગોઠવાઇ 'વિજયી અંત સુધી યુદ્ધ જારી રાખો'ની વાતો કરતા અમીર–ઉમરાવોના વિલાસ વૈભવ અને અયશઆરામ ભૂખમરાથી ઝનૂની બનેલા, ચીંથરેહાલ કામદારો અને કૃષિકારોની આંખે ચડયા. એક પાસ ઝારનું તત્ર વધારે ને વધારે નિર્બળ બનતું ગયું અને બીજી પાસ તેના પરિણામે આ પૃથ્વી ઉપર અસહ્ય દુઃખ સહી રહેલા કામદારો અને કૃષિકારોનો તે તંત્ર સામેનો રોષ વધારે ને વધારે ઉગ્ર બનતો ગયો.

લેનીન, હજારો માઇલના અંતરથી, તેની પાતાળભેદી નજરથી રશિયાની દિવસે દિવસે પલટાતી પરિસ્થિતિનું સૂક્ષ્માવલોકન કર્યે જતો હતો. ૧૯૧૬ની આખરની ઘટનાઓનું તેણે તેની હંમેશની રીતે જ્યારે પૃથક્કરણ કર્યું, દિવસે દિવસે વધારે ને વધારે મહાકાય બનતી જતી હડતાલોના આંકડા જ્યારે તેણે જોયા, દિવસે દિવસે વધતા જતા સૈનિકોના બળવાનાં બયાનો જ્યારે તેની સમક્ષ રજૂ થયાં, ત્યારે તેણે કશા જ આવેશ વિના, મુખાકૃતિમાં સહેજ પણ રેખાન્તર થવા દીધા વિના, એક અતિ સાદી વાત ઉચ્ચારતો હોય તેમ ઉચ્ચાર્યું : 'આવતું વર્ષ પૂરું થાય તે પહેલાં વિપ્લવનો આખરી જંગ શરૂ થઇ જવો જોઇએ. આ વેળાનો જંગ આખરી ફેંસલો લખીને જ અટકશે. ઝારનું તંત્ર હંમેશને માટે રશિયામાંથી જશે.'

લેનીનના ત્રણ ત્રણ દશકાઓના અવિરત પરિશ્રમ સિદ્ધ થવાની ઘડી આવી પહોંચી, જે ધ્યેયને સાધવા માટે લેનીને આટલાં વર્ષો સુધી વતન છોડીને રઝળપાટ વહાલો કર્યો, તે ધ્યેયની સિદ્ધિનો અવસર આવી પહોંચ્યો. 'એ સાચો માર્ગ નથી' એ વચનો સાથે ગાંડા માણસ તરીકે રશિયામાંથી હદપારી લેનાર લેનીનને માટે રશિયાના તારણહાર તરીકે જન્મભોમમાં પ્રવેશ કરવાનો સમય આવી પહોંચ્યો.

૬૯

અને લોકસમૂહના તમામ અનુરોધો અને વિરોધોની સામે મશીનગનની દલીલ આગળ કરનાર રશિયાની સત્તાંધ ઝારશાહીને મિટ્ટીમાં મિલાવવાની છેલ્લી ક્રિયા ૧૯૧૭ના જાન્યુઆરીના છેલ્લા દિવસોમાં શરૂ થઇ. જગતના ઇતિહાસમાં એ '૧૯૧૭ના ફેબ્રુઆરી વિપ્લવ' તરીકે અમર છે.

એ વિપ્લવનો ઝંડો કામદારોએ ઉપાડયો. સૌથી પ્રથમ રશિયાના પાટનગર પેટ્રોગ્રેડના કામદારોએ 'ઝારશાહીની જડ ઉખેડો,' 'યુદ્ધ બંધ કરો,' અને 'સામ્યવાદી લોકશાસનની સ્થાપના કરો' એ ઘોષણાઓ સાથે હડતાલ પાડી. ઝારશાહીના ખાનગી બાતમીદારોએ ૧૮ જાન્યુઆરીએ ખાનગી અહેવાલ મોકલ્યા : 'પાટનગરમાં અસામાન્ય અસંતોષની લાગણી ફેલાઇ રહી છે. એમ જણાય છે કે કામદારો અને વિદ્યાર્થીઓ હુલ્લડ કરશે. શેરીઓમાં ટ્રામગાડીઓમાં, નાટકશાળાઓમાં, દુકાનોમાં, સર્વત્ર લોકો ઉઘાડે છોગ આકરામાં આકરા શબ્દોમાં રાજતંત્રની ઝાટકણી કાઢી રહ્યા છે. એવું એવું બોલી રહ્યા છે કે જે કોઇ પણ સંજોગોમાં બોલવા દઇ શકાય નહિ. બળવાનો જુસ્સો વધારે ને વધારે ઉગ્ર બની રહ્યો છે. લોકોને એ ક્યાં લઇ જશે, લોકો ક્યાં અટકશે, એ અત્યારે કોઇ કહી શકે તેમ નથી.'

૨૨મી જાન્યુઆરીએ પેટ્રોગ્રેડમાં હડતાલીયા કામદારોની સંખ્યા ત્રણ લાખે પહોંચી. મોસ્કોની અર્ધી કામદાર આલમ પેટ્રોગ્રેડને પગલે ચાલી, ખાર્કો, બાકુ વગેરે રશિયાના સર્વ ભાગોમાં પેટ્રોગ્રેડનું અનુકરણ થયું. હડતાલીયા કામદારોનાં સરઘસ નીકળ્યાં. કારખાનાંઓમાં જ તેમણે સભાઓ કરી. સામ્યવાદી લોકશાસનના ધ્યેયની ઉદ્‌ઘોષણા કરી. બોલ્શેવીક પ્રચારકાર્યની રાતી પત્રિકાઓની વહેંચણી થઇ.

પાંચમી ફેબ્રુઆરી સુધી આની આ સ્થિતિ રહી. આ કારણે રાજ્યતંત્રે દુમાની બેઠક, જે ૨૫મી જાન્યુઆરીએ મળવાની હતી તે ૨૭મી ફેબ્રુઆરી સુધી મુલતવી રાખી. લોકોને લાગ્યું કે ઝારના અમલદારો દમનનાં ચક્ર ગતિમાં મૂકવા માંગે છે. એ માન્યતાએ વિપ્લવની વધારે ને વધારે વ્યાપતી જતી જ્વાલામાં નવું ઘી નાંખ્યું.

૧૨મી ફેબ્રુઆરીએ ઝારશાહીએ યુદ્ધઉદ્યોગ સમિતિના કામદાર વિભાગના અગીયાર સભ્યોને ગીરફતાર કર્યા. તેમની

સામે 'રશિયામાં સામ્યવાદી લોકશાસન સ્થાપવા મથવાનો' આરોપ મૂકાયો. એથી કામદારોનું જોર ઘટવાને બદલે ઉલટું વધ્યું. ઝારના અમલદારોની ધારણા ખોટી ઠરી.

પછી પેટ્રોગ્રેડનાં ૬૦ કારખાનાંમાં હડતાલ પડી. ચારથી પાંચ લાખ કામદારો વિપ્લવના વાવટા મોખરે રાખીને અને વિપ્લવના ગીતો ગાતા ગાતા, આખા પાટનગરમાં સરઘસરૂપે ફર્યાં. વિપ્લવનો પ્રારંભ થયો.

૭મી માર્ચે ભૂખમરો વેઠતા કામદારોએ ઠેર ઠેર હુલ્લડો મચાવ્યાં; સરકારી અન્નભંડારો લૂંટયા; હોટેલો અને ભોજનાલયો ઉપર હલ્લો લઇ જઇ ખાદ્ય વસ્તુઓની લૂંટ ચલાવી. એ ક્રિયામાં પોતાના ભૂખે ટળવળતાં નાનાં બચ્ચાંઓને સાથે લઇ અસંખ્ય કામદાર સ્ત્રીઓએ પણ ભાગ લીધો.

૮મી માર્ચે (જૂના પંચાગ પ્રમાણે ૨૩મી ફેબ્રુઆરીએ) રશિયાભરના કામદારોએ મહિલાદિન ઉજવ્યો. રશિયાના વિપ્લવના ઇતિહાસમાં આ દિવસને '૧૭ના ફેબ્રુઆરી વિપ્લવના પ્રથમ દિન તરીકે ઓળખવામાં આવે છે, એ દિવસે પેટ્રોગ્રેડમાં કામદારોની સ્ત્રીઓનાં ટોળાંએ પુરાલયને ઘેરો ઘાલ્યો અને 'અમને રોટી આપો, 'આ આપખુદ તંત્રનો અંત આણો,' 'યુદ્ધ બંધ કરો' એ ઘોષણાઓથી આકાશ કંપાવ્યું. એ દિવસે સાંજે ચાર વાગ્યે પેટ્રોગ્રેડના કામદારોએ ટ્રામો લૂંટી. પોલીસે ગોળીબહાર કર્યો, કોરડા ચલાવ્યા. વિપ્લવનો જુવાળ વધારે ને વધારે ઉંચે ચડવા માંડયો.

નવમી માર્ચ, દશમી માર્ચ, અગીયારમી માર્ચ: વિપ્લવનો જુવાળ ચડતો જ ગયો. ભૂખ્યા કામદારોનાં સરઘસો અને સરઘસો—લોકસંખ્યામાં વધારે ને વધારે મોટાં થતાં જતાં સરઘસો—શહેરનાં રસ્તાઓ ઉપર દિવસ અને રાત ભમવા માંડયાં. ઝારના અમલદારોએ તેમની સામે ઘોડેસવારોની પલ-

ટણો મોકલી. ઘોડેસવારોએ અમલદારોનો હુકમ થતાં પોતાની બંદૂકો કામદારોની છાતીઓ સામે તાકવાને બદલે આકાશમાં તાકીઃ ખાલી ગોળીબહાર કર્યાઃ વિપ્લવની જય પોકારીઃ છાતી ઉપર રાતો વાવટો પહેર્યો. કામદારોની સાથે ઝારનાં લશ્કરોનો સૌથી મહત્ત્વનો વિભાગ બળવામાં ભળી ગયો.

બારમી માર્ચઃ પેટ્રોગ્રેડ જાણે કોઇ મોટાં લશ્કરે ઘેરો ઘાલ્યો હોય એવું બની ગયું. હજી યે લોકશક્તિની અવગણના કરતી ઝારશાહી તેના રહ્યા સહ્યા સિપાઇઓની સહાયથી કામદારોને વશ કરવા તરફડીયાં મારી રહી હતી. રાઇફલોના અને મશીનગનોના ગોળીબહારથી કિલ્લાની દિવાલો કંપી રહી હતી. ધૂમાડાનાં ગોટેગોટથી આકાશ છવાઇ ગયું હતું. કામદારોએ ન્યાયી કચેરીઓ, પોલીસ ચોકીઓ વગેરે સરકારી મકાનોને આગ લગાવી હતી. ઝારનું રાજ્ય પૂરૂં થયું હતું, નવા રાજ્યની સ્થાપના પહેલાંનો અધાધુંધીનો સમય શરૂ થયો હતો.

બારમી માર્ચની સાંજે સૈનિકોના મુખ્ય થાણા ઉપર જઇને મુખ્ય સેનાપતિ અને બીજા અમલદારોએ જાહેર કર્યુંઃ 'ભેરૂઓ, અભિનન્દન; જે રાજ્યતંત્ર સામે સર્વ કોઇનો સખ્ત અણગમો હતો તેનો નાશ થયો છે. પ્રિન્સ લ્વોવ, જેના પ્રતિ દુમાના સર્વ સભ્યોનો પ્રેમ છે તેને અધ્યક્ષ તરીકે સ્થાપી, કામચલાઉ રાજતંત્ર સ્થાપવામાં આવ્યું છે. હવે એક જ વસ્તુ કરવાની રહે છે. દુમા તમને વિનવે છે કે શાન્ત થાઓઃ ફરીવાર શિસ્તને તાબે થાઓ, અને આપણા દરવાજે ઉભેલા પરદેશી દુશ્મનને હરાવવામાં સાથ આપો.'

સેનાપતિનાં આ વચનો પૂરાં થયાં નહિ ત્યાં તો છાતી ઉપર રાતો વાવટો પહેરેલા એક જુવાન સૈનિકે ઉભા થઇને નિશ્ચયાત્મક અવાજે કહ્યુંઃ 'ભેરૂ સૈનિકો, તમે સેનાપતિની સલાહ સાંભળી, તે તમને પ્રીન્સ લ્વોવ અને રોઝીઆન્કો જેવા ઉમરાવ જમીનદારોના બનેલા નવા રાજ્યતંત્રની આજ્ઞાઓ ઉઠાવવા કહે

છે. ભેરુઓ, કામદારોએ આ ત્રણ દિવસ લોહીની નદીઓ શું એટલા જ માટે વહાવી છે કે એક જમીનદારની જગ્યાએ બીજો જમીનદાર સિંહાસન ઉપર બેસે? ભેરુઓ, શું આ ઉદ્દેશ સિદ્ધ કરવા હજારો કામદાર લડવૈયાઓએ પોતાનાં માથાં આપ્યાં છે? નહીં, બિલકુલ નહીં. જ્યાં સુધી કામદારો અને કૃષિકારો ઉમરાવો અને જમીનદારોની હસ્તી નાબૂદ ન કરી શકે, જ્યાં સુધી આ પરોપકારી શાસકોને સ્થાને કામદારો અને કૃષિકારો પોતે ન બેસે, ત્યાં સુધી શાંતિ અશક્ય છે.' લેનીન દૂર દૂર સ્વીટ્ઝરલાંડમાં બેઠો હતો, પણ તેણે ત્રીશ ત્રીશ વર્ષ સુધી કામદારો અને સૈનિકોના કાનમાં ફરી ફરીને ફૂંકેલો ધ્યેયનો મંત્ર બરાબર ઉંડો ઉતરી ગયો હતો: એટલે જેઓ વિપ્લવને નામે લોહી રેડી રહ્યા હતા તેઓ—એ કામદારો અને એ સૈનિકો—પોતે કયા ધ્યેય પાછળ જાનફેસાની કરે છે તે બરાબર સમજતા હતા અને એટલી જ સ્પષ્ટતાથી જાહેર કરતા હતા. જુવાન સૈનિકનો આ પડકાર સાંભળી સેનાપતિના પગ નીચેની ધરતી તેને સરી જતી લાગી: તેને તેની બધી બાજી ધૂળ મળી જતી લાગી: તેનો બધો પરિશ્રમ મિથ્યા જતો લાગ્યો.

પણ બીજી પાસ જેઓ પોતાને કામદારોના અને કૃષિકારોના નેતાઓ તરીકે ઓળખાવી રહ્યા હતા પણ જેઓ ખરેખરી રીતે તેમના નેતાઓ નહોતા તેઓ—એ મેન્શેવીકો—આ પ્રસંગનો લાભ લઈ બીજી જ વાત કરી રહ્યા હતા. તેઓ તેમની હંમેશની નબળાઈને વશ બની વિપ્લવનું, સર્વાંગ રાજ્યપલટાનું, સામ્યવાદી લોકશાસનનું ધ્યેય છોડી, જવાબદાર રાજ્યતંત્રથી સંતોષ માનવાની જાહેરાત કરી રહ્યા હતા. લેનીનના અડગ વિપ્લવવાદી પક્ષના સંખ્યાબંધ અગ્રણીઓ તેમની ગેરકાયદેસર અને રાજ્યદ્રોહી પ્રવૃત્તિઓને કારણે દેશવટો અથવા કારાગાર ભોગવતા હોઈને, મેન્શેવીકોના આ આત્મવિનાશક અને ધ્યેયદ્રોહી માર્ગ સામે જોઈએ તેવો સબળ પડકાર હજી નહોતો ફેંકાતો; જો કે કામ-

દારમંડળોમાં તો સામ્યવાદી લોકશાસનના ધ્યેયની જ અચળ આરાધના થઇ રહી હતી.

આમ, લેનીન અને તેના સાથીઓની ગેરહાજરીમાં નિર્બળ મેન્શેવીકો એક પાસ જવાબદાર રાજતંત્રથી સંતુષ્ટ થવાની વાતો કરતા હતા અને બીજી પાસ સૈનિકો–જેમાંનો મોટો ભાગ ખેડૂતો જ હતા–અને કામદારો જમીનદારોની જમીનદોસ્તી, ઝારશાહીનો અંત અને સામ્યવાદી લોકશાસન સ્થાપવાનો મંત્ર ઘોષતા હતા, ત્યારે ત્રીજી પાસ ઝારના મહેલમાં તો હજી બળવાખોર તત્ત્વોને કશી જ મચક નહીં આપવાની–તેમને બંદૂકો અને પોલીસના બળથી કચરી નાંખવાની જ વાત થઇ રહી હતી. વિપ્લવના ત્રણ દિવસ દરમ્યાન ઝારની મનોદશાના સૂચક તેણે કરેલા તારો જોવા જેવા છેઃ

માર્ચની દશમી તારીખે ઝાર તેના સેનાપતિને તાર કરે છેઃ 'હું ફરમાવું છું કે પાટનગરના અસંતોષનો આવતી કાલ સુધીમાં અંત આણોઃ જર્મની અને આસ્ટ્રીઆ સામેના યુદ્ધના આ મુશ્કેલીભર્યા સમયમાં એ ન જ ચાલવા દઇ શકાય.'

અગીઆરમી તારીખે સેનાપતિ ઝારને ખબર મોકલે છેઃ 'અવ્યવસ્થા વધતી જાય છે. આપના ફરમાનનો અમલ કરવાને અસમર્થ છું.'

એ જ દિવસે ડ્યૂમાના અધ્યક્ષ રોઝીઆન્કો ઝારને તાર મોકલે છેઃ 'પરિસ્થિતિ ગંભીર છે. પાટનગરમાં અંધાધુંધીનું રાજ્ય છે. પ્રધાનમંડળ બિલકુલ અશક્ત છે. ખાદ્યોનો અને પ્રકાશનો પ્રબંધ સાવ તૂટી પડયો છે. જનસમૂહનો અસંતોષ વધતો જાય છે. શેરીઓમાં રમખાણ ચાલે છે. સૈનિકો આપ-સઆપસમાં ગોળીઓ ચલાવી રહ્યા છે. લોકોને જેનામાં શ્રદ્ધા હોય એવા માણસને નવું પ્રધાનમંડળ રચવા સત્તા આપવી જ જોઇએ. અનિશ્ચય અને

ઢીલમાં ભયંકરમાં ભયંકર જોખમ રહ્યું છે. પ્રભુને પ્રાર્થના છે કે આ ઘડીએ બધી જુમ્મેદારી મહારાજાના મસ્તક ઉપર ન ઢોળાઓ.'

બારમી તારીખે રોઝીઆન્કોએ ફરીવાર ઝારને તાર કર્યો : 'પરિસ્થતિ વધારે ગંભીર. તત્કાળ પગલાં લેવાં જ જોઇએ. આવતી કાલે બહુ મોડું થઇ જશે. તમારા વંશને માટે અને દેશને માટે નિશ્ચય કરવાની છેલ્લી ઘડી આવી પહોંચી છે.'

રોઝીઆન્કોના એકે તારનો ઝારે જવાબ આપ્યો નહીં; પણ તેનો ગૃહસચીવ કહે છે તે મુજબ, ઝારે તે તાર જોઇને કહેલું : 'આ મૂર્ખો રોઝીઆન્કો અર્થ વિનાના તારો મોકલ્યા કરે છે; પણ હું તો તેનો જવાબ આપવાની પણ તસ્દી નથી લેવાનો.'

બારમી તારીખે રાત્રે ડુમાના પ્રધાનમંડળે ઝારને તાર કર્યો : 'આ પ્રધાનમંડળ વિસર્જન કરો અને જે પુરૂષ સાર્વજનિક વિશ્વાસ ધરાવતો હોય તેને નવું પ્રધાનમંડળ રચવા અધિકાર આપો.'

ઝારે જવાબ આપ્યો : 'અત્યારના સંજોગોમાં પ્રધાનમંડળમાં કશો ફેરફાર કરવાની હું પરવાનગી નહીં આપી શકું.'

એ જ તારીખે રાત્રે ચોથીવાર ઝારના ભાઇ ગ્રાન્ડ ડયુક માઇકેલ અને રોઝીઆન્કો અને બીજાઓએ ઝારને તાર કર્યો : 'માઇકેલને રીજન્ટના પદે સ્થાપો અને પ્રીન્સ લોવને વડા પ્રધાન બનાવો.'

ઝારે કશો જ જવાબ ન આપ્યો.

માર્ચની બારમી તારીખની રાત સુધી ઝાર આમ પાટનગરથી દૂર તેના મહેલમાં પડયો પડયો ડુમાના અધ્યક્ષના અને તેના ભાઇ માઇકેલના અને તેના શુભેચ્છુઓના તારોની પણ અવહેલના કરતો રહ્યો તે દરમ્યાન પાટનગરમાં વિપ્લવ પૂરો થયો. ઝારના

સૈન્યની એક પછી એક ટુકડીઓ બળવાખોરોના ઝંડા નીચે જતી રહી; બળવાખોરોએ કેદખાનાંઓ અને કિલ્લાઓ ઉપર હલ્લો લઇ જઇને તમામ રાજદ્વારી કેદીઓને છોડી મૂક્યા; રશિયાના બીજા ભાગો અને તાલુકાઓમાં પણ ઝારના સૈન્યની એક પછી એક ટુકડીઓ બળવાખોર બની ગઇ: ઝારના પ્રધાનો એક પછી એક ગીરફતાર થયા; તમામ સરકારી મકાનો વિપ્લવ-વાદીઓના કબજામાં આવી ગયાં. ઝારનો સત્તાકાળ સમાપ્ત થયો. તેના રાજ્યત્યાગનું જાહેરનામું તેની પોતાની સહી નીચે ૧૫મી માર્ચે બહાર પડ્યું :

'આપણા પ્યારા દેશને તાબેદાર બનાવવા છેલ્લાં ત્રણ વર્ષ થયાં મથનાર બહારના શત્રુ સાથે આપણે મહા લડત લડી રહ્યા છીએ તે દિવસોમાં, રશિયાને એક બીજી ગંભીર કસોટીએ ચડાવવાનું પ્રભુને ગમ્યું લાગે છે...રશિયાના જીવનમાં આ કટોકટીની ઘડીએ, અમે રાજ્યની દુમા સાથે સહમત થઇને રશિયાના તખ્તનો ત્યાગ કરવાનું અને અમારી સત્તા તજી દેવાનું દુરસ્ત ધાર્યું છે.........અમારા પ્યારા ભાઇ ગ્રાન્ડ ડ્યુક માઇકેલ એલેકઝાન્ડ્રોવીચ, જેને અમે અમારો વારસો સોંપીએ છીએ તે, ધારાસભાના પ્રજાકીય પ્રતિનિધિઓની સાથે સંપૂર્ણ સહમતિ જાળવીને રાજ્યનો વહીવટ ચલાવે એવી તેને અમારી ભલામણ છે......રાષ્ટ્રીય વિપદના આ કટોકટીના કાળમાં આ પિતૃદેશના સાચા પુત્રો ઝારની ઇચ્છાને વશ થવાનું તેમનું અત્યંત પવિત્ર કર્તવ્ય બજાવો અને તેને—રશિયાને વિજય, ભૂતિ અને કીર્તિના પંથ ઉપર આગળ ધપાવવાના પ્રજાના પ્રતિનિધિઓના કાર્યમાં સહકાર આપવામાં સાથ આપો એવો અમારો આગ્રહ છે. પ્રભુ રશિયાનું કલ્યાણ કરો.' એ રાજ્યત્યાગનું જાહેરનામું બહાર પાડીને ઝાર નિકોલૈએ તેના ભાઇ માઇકેલને ઝારનું પદ સોંપ્યું અને પોતે વિદાય લીધી.

પણ રશિયાના કામદારોએ અને સૈનિકોએ ઝાર નિકોલૈને સ્થાને ઝાર માઇકેલને લાવવા આ વિપ્લવની યાતનાઓ નહોતી નોતરી.

એટલે રાજ્યતંત્રનું નવું સ્વરૂપ કેવું ઘડવું એ સંબંધમાં વિપ્લવવાદી મંડળોમાં, મેન્શેવીકોનાં મંડળોમાં, દુમાના અગ્રણીઓમાં વિચારણા થવા માંડી. વિપ્લવવાદી મંડળો તો ઝારશાહીનું નામનિશાન ઉખેડી નાંખવા અને સામ્યવાદી લોકશાસનની સ્થાપના કરવા માંગતાં હતા : પણ દુમાના અગ્રણીઓ અને મેન્શેવીકો રાજવીસંસ્થા કાયમ રાખી, સંપૂર્ણ પ્રજાશાસન સ્થાપવા ઇચ્છતા હતા.

બારમી માર્ચે રોઝીઆન્કોના અધ્યક્ષપદ નીચે દુમાના પ્રતિનિધિઓએ રીતસર એ વિચારણા આરંભી. કલાકોની ચર્ચા અને વિવાદ પછી દુમાના અગ્રણીઓએ વુર્તને માટે રાજ્યતંત્ર ચલાવવાને એક કામચલાઉ શાસનસમિતિની સ્થાપના કરી. પછી પંદરમી માર્ચે, ઝાર નિકોલૈના રાજ્યત્યાગ પછી, તેમણે કામચલાઉ પણ રીતસર નવું પ્રધાનમંડળ રચ્યું. પ્રીન્સ વોવને વડા પ્રધાનનું પદ અપાયું.

સોળમી માર્ચે આ નવી સરકાર તરફથી રશિયન પ્રજા જોગ ઢંઢેરો પીટાયો. તેમાં તેણે પોતાના શાસનના સિદ્ધાન્ત જાહેર કર્યા: (૧) રાજદ્વારી અને ધાર્મિક ગુન્હાઓને કારણે સજા પામનારા તમામને મુક્તિ. (૨) વાણીસ્વાતંત્ર્ય, લેખનસ્વાતંત્ર્ય, સંઘસ્વાતંત્ર્ય, જાહેર સભાઓ ભરવાનું અને હડતાલો પાડવાનું સ્વાતંત્ર્ય; લશ્કરના માણસોને પણ આ ભોગવટાનો અધિકાર. (૩) કોમ, ધર્મ કે જાતિને કારણે ઉપસ્થિત થતા અંતરાયનો નાશ. (૪) સાર્વજનિક મતાધિકાર અને અપ્રકટ મતદાનથી ચૂંટાયેલી નવી લોકસભાની બેઠક તત્કાળ બોલાવવાની તૈયારી કરવી; એ બેઠક રાજ્યનું બંધારણ નક્કી કરે અને તેનું સ્વરૂપ બાંધે.

આ ઢંઢેરામાં રાજ્યનું બંધારણ નવી લોકસભા નક્કી કરે એ પ્રકારનો ઉલ્લેખ થયેલો; પણ પડદા પાછળ તો રાજવીસંસ્થા સુરક્ષિત રાખવાની આખી યોજના તૈયાર થઇ રહી હતી. એટલે બોલ્શેવીક પક્ષે તત્કાળ એક જાહેરનામું બહાર પાડી કામદારોને

અને સૈનિકોને સાવધાન કર્યાઃ 'કોઇ પણ સ્વરૂપમાં રાજવી-સંસ્થાને સજીવ કરવાનો પ્રયત્ન થતો જૂઓ, તો તેની સામે અડગતાપૂર્વક ઝઝૂમજો.'

બોલ્શેવીકોના એ જાહેરનામા પછી, નવા ઝાર માઇકલના સમર્થનમાં નવા પ્રધાનમંડળના બે પ્રધાનોએ પેટ્રોગ્રેડના રેલ્વે કામદારોની એક સભામાં ભાષણ કર્યું. કામદારોના કાનમાં બોલ્શેવીકોનું છેલ્લું જાહેરનામું રણકતું હતું. 'કોઇ પણ સ્વરૂપમાં રાજવીસંસ્થા નહીં જોઇએ' એ તેમના આત્માના અણુએ અણુનો પોકાર હતો. તે ઝાર માઇકલની સ્તુતિ ન સાંખી શક્યા. તેમણે બન્ને પ્રધાનોને ધક્કા મારીને સભામાંથી કાઢી મૂકયા. 'કોઇ પણ સ્વરૂપમાં રાજવીસંસ્થા નહિ જોઇએ' એ ઘોષણા સાથે સભા પૂરી થઇ.

પછી માઇકલના મહેલે નવા પ્રધાનમંડળના પ્રધાનો અને ડુમાના અગ્રેસર સભ્યોની એક સભા મળી. રશિયાનું ભાવી બંધારણ કેવું રાખવું ? અત્યારના ઝારના વંશનું શું ? એ બે પ્રશ્નો તેમણે વિચાર્યા. સભાના મોટા ભાગના સભ્યોને લાગ્યું કે અત્યારે લોકસમૂહનો રોષ જોતાં ઝારના વંશને ચાલુ રાખવાનો પ્રયાસ વૃથા જશે; રાજવીસંસ્થા સજીવ રાખવાની વાત લોકસમૂહ નહિ સાંખે. બે સભ્યોએ આગ્રહ કર્યો કે 'જનતા રાજાને જ ઓળખે છે, માટે રાજ્યતંત્રની સંગીનતા અને સબળતા જારી રાખવા રાજવીસંસ્થા તો જોઇએ જ.' પણ ખુદ માઇકલે પોતે જાહેર કર્યું કેઃ 'હવે આ કાળને માટે રાજવીસસ્થા નિરૂપયોગી બની છે. વીસમી સદીમાં અઢારમી સદીનું રાજ્યતંત્ર નહીં ચાલે. મારે રાજ્યત્યાગ કરવો જ જોઇએ. લોકસભા તેને અનુકૂળ રાજ્ય-તંત્ર નક્કી કરી લ્યે.' પછી માઇકલે રાજ્યત્યાગનું જાહેરનામું બહાર પાડ્યું અને તેના ભાઇ નિકોલસની જેમ વિદાય લીધી.

આમ, ૧૯૧૭ના માર્ચની અઢારમા તારીખે ઝારશાહીનો અંત આવ્યો; રોમનોવ વંશની જડ ઉખડી ગઇ; કામચલાઉ

નવું રાજ્યતંત્ર સ્થપાઇ ગયું, પણ એ નવું રાજતંત્ર કોના હાથમાં ગયું ? ઉમરાવો અને જમીનદારોના હાથમાં. જેમણે માથાં આપ્યાં, તે કામદારો અને કૃષિકારો માટે એના એ જ પરાધીનતાના દિવસો રહ્યા. ઝારની આપખુદી નાશ પામી: પણ તેને સ્થાને ધનલોલુપ ઉમરાવોની અમીરશાહી આવી. તેમણે ચતુરાઇથી, કુનેહથી, મુસદ્દીગીરીથી, કામદારોને આઘાત ન પહોંચે એવી રીતે બધી સત્તા પોતાના હાથમાં કરી. કામદારો અને કૃષિકારો જે ધ્યેયને માટે વિપ્લવને મોખરે ઝઝૂમતા હતા તે ધ્યેયને તો ડુમાના અને મેન્શેવીક પક્ષના અગ્રણીઓએ સાવ વિસારી મૂક્યું.

પણ ડુમા કે મેન્શેવીક અગ્રણીઓ કે ઉમરાવો કામદારોના ધ્યેયને વિસારી મૂકે એટલા જ કારણે ઇતિહાસનો પ્રવાહ થંભી જાય એ અશક્ય હતું. દશકાઓના અવિરત પ્રચાર કાર્ય પછી, અસંખ્ય જુવાનોએ ફાંસીને લાકડે લટકી કામદારોના કાનમાં સામ્યવાદનો સન્દેશ મૂક્યા પછી, લેનીન સમા સંખ્યાબંધ પ્રતિભાસંપન્ન પુરૂષોએ વર્ષો સુધી દેશવટો ભોગવીને કામદારો અને કૃષિકારોમાં અપૂર્વ અસ્મિતા પ્રગટાવ્યા પછી, એક નાના મંડળે યુદ્ધથી કંટાળીને ઉમરાવો અને જમીનદારોની સાથે સમાધાનમાં ઉતરી રશિયામાં મૂડીવાદના પાયા ઉપર સ્થાપેલા નવા રાજ્યતંત્રની આવરદા કેટલી હોઇ શકે ? સામ્યવાદને જીવનમાં જીવવાની ઝંખના ઝંખતા જે કામદારો અને કૃષિકારોએ ઝારશાહીને ઉથલાવી નાંખી, તે કામદારો અને કૃષિકારો સામ્યવાદના સિદ્ધાન્તોનું લીલામ બોલાવનારા રાજ્યતંત્રને કેમ સાંખી શકે ? રશિયામાં, કામદારોની જાગૃતિની ભૂમિકા જોતાં, ઉમરાવો અને જમીનદારો સાથે સમાધાનના પાયા ઉપર ઉભેલું આ નવું રાજયતંત્ર નીભી શકે એ અશક્ય હતું. એ સ્થિતિમાં, આ નવા રાજ્યતંત્રના દિવસો ગણાઇ રહ્યા હતા. ઝારશાહીના નાશથી વિપ્લવનો પૂર્વાર્ધ સિદ્ધ થયો હતો: પણ ઉમરાવો અને જમીનદારોની જમીનદોસ્તીનો ઉત્તરાર્ધ સિદ્ધ થવો બાકી હતો. એ દિવસ પણ વેગથી આવી રહ્યો હતો.

લેનીન, જે સ્વીટ્ઝરલાંડમાં રહીને, આ ફેબ્રુઆરી વિપ્લવના એકકે એક અંગનું અતિ સૂક્ષ્મ નિરીક્ષણ કરી રહ્યો હતો અને જે ઘટનાઓની પરંપરા લક્ષમાં લઇ પોતાનાં અચૂક વિધાનો બાંધી રહ્યો હતો, તેણે ક્યારની આ સ્થિતિ જોઇ લીધી હતી. વસ્તુતઃ તેણે ફેબ્રુઆરી વિપ્લવ પહેલાં ક્યારની આગાહી કરી મૂકી હતી કે રશિયાના સંજોગોમાં ઝારશાહીના અંત પછી પ્રથમ ઉમરાવો અને જમીનદારોના હાથમાં સત્તા જવા સંભવ છેઃ પણ તેણે સાથે સાથે એ પણ આગાહી કરી હતી કે એમ બનશે તો કામદારો વધારે વ્યવસ્થિત બની, થોડા જ દિવસમાં એમને થપાટ લગાવી એમના હાથમાંથી સત્તા આંચકી લેશે. અને સામ્યવાદી સિદ્ધાંતોનું હરેક માર્ગે દેશવ્યાપી પ્રચારકાર્યઃ ઝારના તંત્ર સામે ઉગ્રમાં ઉગ્ર અસંતોષઃ હથિયારબંધ બળવોઃ કામદારોનું અને કૃષિકારોનું સામ્યવાદી લોકશાસનઃ એ લેનીનની વ્યૂહરચના હતી. એ લેનીનનો અચૂક કાર્યમાર્ગ હતો. એ માર્ગે લેનીન રશિયામાં સામ્યવાદનો ઝંડો રોપવા માગતો હતો. એ માર્ગની મજલ, વચગાળાના અંતરાયોને કારણે, કદાચ ધાર્યા કરતાં વધારે સમય લ્યેઃ પણ એ જ માર્ગે--એ એક જ માર્ગે--ધ્યેયની સિદ્ધિ હતી એ નિઃશંક વાત હતી. એટલે લેનીનને મન ફેબ્રુઆરી વિપ્લવના પરિણામે સ્થાપાયેલું નવું રાજ્યતંત્ર એ તેના કાર્યમાર્ગ મુજબ ધારી રાખેલી ઘટના હતી, એ ધ્યેયભોમમાં લઇ જતા માર્ગ ઉપરની છેલ્લી ખાંભી હતી. ત્યાંથી ધ્યેયસ્થાનના દ્વાર સુધીની સફરની સરદારી ખુદ લેનીનને પોતાને લેવાની હતી. લેનીને રશિયાની વાટ લીધી. જર્મનીમાં થઇને રશિયાનો તારણહાર લેનીન ૧૬મી એપ્રીલે પેટ્રોગ્રેડ પહોંચ્યો. કામદારમંડળોએ દશકાઓનો દેશવટો ભોગવી કટોકટીની ઘડીએ આકાશમાંથી દેવદૂત ઉતરે તેમ ઓચિંત્યા પોતાની વચ્ચે આવીને ઉભા રહેતા પોતાના નેતાવરની જયગર્જનાએ આકાશ વીંધી નાંખ્યું. કામદારોએ રશિયાભરના કામદારો જોગ બહાર પાડેલું જાહેરનામું લેનીને રશિયાની ભૂમિ ઉપર પગ મૂકતાં રશિયાભરમાં ગાજી રહ્યું:

'તમામ દેશના કામદારો, એકત્ર થાઓ !

'રશિયાના તમામ શહેરીઓ જોગ,

'બંધુ શહેરીઓ, ઝારશાહીની કિલ્લેબંદી જમીનદોસ્ત થઈ છે, જનતાના રક્તનું પાન કરીને માતેલા ઝારશાહી લુંટારૂઓ પડયા છે. રશિયન જનતાએ, તેમના જાન અને તેમના રક્તની કુરબાની કરીને, જૂનવાણી ધોંસરી ફેંકી દીધી છે.

'વિપ્લવવાદી કામદારો અને સૈનિકોનું કર્તવ્ય હવે કામચલાઉ વિપ્લવવાદી રાજ્યતંત્ર સ્થાપવાનુ રહેશે. એ રાજ્યતંત્રને તેના કાર્યક્રમમાં સામ્યવાદી લોકશાસનના ધ્યેયને પ્રથમ સ્થાન આપવું રહેશે.

'કામચલાઉ રાજ્યતંત્રને કામચલાઉ કાયદાઓ કરવા જોઈશે. એ કાયદાઓ જનતાને અધિકારો અને સ્વતંત્રતાની રક્ષા કરશે; એ કાયદાઓ ઝારની, જમીનદારોની અને ધર્માલયોની તમામ મિલકત જપ્ત કરશે અને તેની માલિકી જનતાને સોંપશે; એ કાયદાઓ કામદારો માટે આઠ કલાકનો દિવસ જાહેર કરશે.

'બંધુ શહેરીઓ, સૈનિકો, માતાઓ અને પત્નીઓ, યુદ્ધ માટે કૂચ કરો ! ઝારશાહી અને તેના સહાયકોના સામે યુદ્ધ માટે કૂચ કરો !

'દીર્ઘાયુ હો સામ્યવાદી લોકશાસન !
'દીર્ઘાયુ હો વિપ્લવવાદી કામદારો !
'દીર્ઘાયુ હો બંડખોર જનસમુદાય અને બંડખોર સેના ! '

## ૬૧૦

'લેનીન* આજે સાંજે પેટ્રોગ્રેડમાં પગ મૂકે છે. વિપ્લવના જયનાદ સાથે સ્ટેશનથી સરઘસ નીકળવાનું છે. જાણે

*આ બયાન લેનીનના સાથી એફ. રાસ્કોનીકોના બયાનને આધારે છે.

છો ને ?' ૧૯૧૭ના એપ્રીલની સત્તરમી તારીખે સવારે પેટ્રોગ્રેડના કામદારો આપસઆપસમાં વાતો કરી રહ્યા હતા. આવી કટાકટીની ઘડીએ પોતાનો પ્રિય સરદાર પોતાની વચ્ચે આવે છે અને યુદ્ધની સરદારી લ્યે છે એ જાણતાં જ, કામદારોના નિસ્તેજ ચહેરાઓ ઉપર નવી લાલી પ્રકાશવા લાગી.

સત્તરમી એપ્રીલની સાંજ પડી. સ્ટેશન ઉપર કામદારોની ઠઠ્ઠ જામી. ચોમેર રાતી પતાકાઓ ફરકવા લાગી. આકાશના નીલા નિરભ્ર પટ ઉપર સંધ્યાની આછી ગુલાબી રોષની પ્રસરી રહી. એ અદૃશ્ય થાય તે પહેલાં સ્ટેશન વિજળીના દિવાઓથી ઝળહળી રહ્યું. લેનીનને વધાવવા આવેલા કામદારોનાં હૈયામાં હર્ષની ભરતી ચડી. આખું વાતાવરણ ઘડીભર અલૌકિક બની ગયું.

લેનીનના આગમનની વાત કામદાર–નેતાઓએ ઇરાદાપૂર્વક 'ખાનગી' રાખી હતી. તેઓ પ્રથમ ખાનગી રીતે લેનીનની સાથે આખી પરિસ્થિતિની ચર્ચા કરવા માગતા હતા; તેમની નીતિ નક્કી કરવા માગતા હતા; તેમનું જાહેરનામું તૈયાર કરવા માગતા હતા; પછી જાહેરનામાંની જાહેરાતની સાથે જ, સૌ તાજુબ થઇ જાય તે રીતે, લેનીનને જાહેર માંચડા ઉપર ઉભો કરવા માગતા હતા. પણ દશકાઓના દેશવટા પછી લેનીન રશિયામાં પ્રવેશ કરે એ વાત ખાનગી કેમ રહી શકે ? એ તો કર્ણોપકર્ણ પાટનગરના કામદારોમાં વીજળીના વેગે પ્રસરી ગયેલી. અને સાંજે સ્ટેશન ઉપર જ્યારે કામદાર નેતાઓ એક પછી એક આવવા માંડયા ત્યારે ત્યાં કામદારોનાં ટોળાં જોઇ તેમની તાજુબીનો પાર ન રહ્યો.

'પણ આ બધું શું છે ? બધાને ખબર ક્યાંથી પડી ગઇ ? લેનીન હમેશાં ધામધુમને ધિક્કારે છે. તેને સ્વાગત–સરઘસોનો કંટાળો છે. આપણા ઉપર તે નારાજ થશે.' નેતાઓ અરસપરસ વાતો કરવા લાગ્યા. પણ હવે કામદારોને પાછા મોકલવા કે તેમની પાસે સ્વાગત–સરઘસની વાત છોડાવવી એ અશક્ય હતું.

સ્ટેશનનો ઘંટ વાગ્યો. સીગ્નલ પડ્યો. કામદારોના પગ પ્લેટફોર્મ તરફ ખેંચાવા લાગ્યા. અગ્રણીઓ—આશરે વીશ જેટલા—આગળ ઉભા. કામદારોનો સમૂહ, વચમાં લાલ ઝંડો રાખીને, તેમની પાછળ ઉભો. સૌનાં હૈયાં કૂદતાં હતાં. સૌ ગાડીના આવવાની અધીરાઇભરી રાહ જોતા અબોલ ઉભા હતા.

ગાડી આવી. એન્જીનની આગળની ત્રણ બત્તીઓનો આંજી નાંખતો પ્રકાશ દેખાયો. ડબા એક પછી એક આવવા માંડયા. ગાડી ઉભી રહી. અને એક ડબામાં લેનીનનું મુખ દેખાયું. લેનીન તેના સાથીઓથી ઘેરાઇને એક સાદી જગ્યા ઉપર બેઠો હતો. કામદારોએ એ જગ્યા પાસેના દરવાજા ઉપર હલ્લો કર્યો. અગ્રણીઓ તો પાછળ રહી ગયા. દરવાજો ઉઘડયો. કામદારો લેનીનને ખભા ઉપર બેસાડી સ્ટેશનના 'વેઇટીંગ રૂમ'માં લઇ ગયા.

લેનીનના મુખ ઉપર સ્મિત હતું. કટાકટીની ઘડીએ પોતે પોતાના દેશમાં પહોંચી શકયો છે એ વસ્તુનો અનિર્વચનીય આનન્દ તેના અણુએ અણુ ઉપર અંકાયો હતો. લેનીને કામદારનો ઢીલો કોટ અને એવું જ ઢીલું પાટલૂન પહેર્યાં હતાં. તેના માથા ઉપર બેદરકારીથી પહેરેલી બેઠી ટોપી હતી. તેના મ્હોંનાં હાડકાં સામાન્ય કામદારની જેમ સાવ મેળ વિનાનાં લાગતાં. 'લેનીન છે' એમ ઓળખાણ અપાયા વિના કોઇ તેને ભાગ્યે જ લેનીન-રશિયા વિપ્લવનો વિધાયક લેનીન—કહેવા પ્રેરાય.

લેનીન ઉપર 'વેઇટીંગ રૂમ'માં પણ કામદારોનો મારો ચાલુ રહ્યો. કામદારો લેનીનની સાથે હાથ મીલાવવા, તેની આંખો સાથે આંખો મીલાવવા, તેના હાથ ઉપર પ્રેમની ચુમી ભરવા ઝંખતા હતા. લેનીન એ બધું સાનંદ સહી રહ્યો હતો. પણ તે ક્રિયાનો અંત જ નહોતો.

આખરે અગ્રણીઓએ કામદારોને સમજાવી માર્ગ કર્યો, લેનીનની બ્હેન મેરીઆ, એલેકઝાન્ડર સ્યાનીકો, એલેકઝાન્ડ્રા કોલોન્ટે, કામેનીવ, રાસ્કોનીકો, લ્યોનીડ ટચોડોરોવીશ વગેરે લેનીનની પાસે ગયાં. સૌએ લેનીનની સાથે ખૂબ ગરમીથી હાથ મીલાવ્યા. કામેનીવે લેનીનથી અપરિચિત એવા નવા સાથીઓની ઓળખાણ કરાવી. લેનીન કામેનીવ સાથે વાતોમાં ડૂબી ગયો.

પણ કામદારો લેનીનને સાંભળવા માગતા હતા. 'કામદારો સન્દેશ માગે છે' લેનીનને ફરી ફરીને કહેવામાં આવ્યું. પણ લેનીન અને કામેનીવને અરસપરસ એટલી બધી વાતો કહેવાની હતી કે લેનીનથી એ વિનતિ સ્વીકારી શકાઇ નહિ. લેનીને તેના સાથી ઝીનોવીવને કામદારોને શાંત કરવા કહ્યું.

ઝીનોવીવે રશિયાની ભૂમિ ઉપર પહેલી જ વાર ભાષણ કર્યું. તેણે તેમની મુસાફરીની વાત શ્રવણાતુર કામદારોને કહી. લેનીન સમા દેશપારી ભોગવતા વિપ્લવવાદીને રશિયામાં પાછો પ્રવેશ કરતો અટકાવવા રશિયાના મિત્રરાજ્યોએ કેવા કેવા અશ્રુતપૂર્વ પ્રયત્નો કર્યા, આખરે લેનીન સ્વીટ્ઝરલાંડના સામ્યવાદી પ્લેટન મારફત જર્મનીમાં થઈને છૂપા વેશે કેવી રીતે રશિયાના સીમાડા ઉપર પહોંચ્યો, રશિયાની હદમાં પહોંચ્યા પછી પણ દરેક ક્ષણે ગિરફતારીને માટે લેનીન કેવો તૈયાર રહેતો હતો, એ બધી વાત ઝીનોવીવે શ્રોતાજનોને રસિક રીતે કહી.

ઝીનોવીવના ભાષણ પછી કામદારોએ લેનીનને સાંભળવાની હઠ લીધી. લેનીને સ્મિતપૂર્વક કામદારોને નમતું આપ્યું અને તે સ્ટેશનની બહાર નીકળ્યો. સ્ટેશનની બહાર કામદારોનાં માથાંનો સમુદ્ર ઘુઘવતો હતો. મહા મુશ્કેલીએ રસ્તો કરીને લેનીન ચોકની મધ્યમાં પહોંચ્યો. એક ઉંચા મોટરકારનું પ્લેટફોર્મ બનાવ્યું. તેના ઉપર ઉભો, ઠીંગણો, કદરૂપો, ડાચાં બેસી ગયેલો એ લેનીન એક ક્ષણ કામદારોના મહાસાગરને નીરખી રહ્યો. કામદારો પણ

તેમના નેતાના નાના દેહનું જાણે પાન કરી રહ્યા. શરૂ થતી રાતનું આછું અંધારૂં, ચોમેર ઉભેલી મોટરોની હારોની હારોની આગળ બત્તીઓનો કંપતો પ્રકાશ, અને સ્ટેશનની વીજળીની બત્તીઓનું ચોકમાં પથરાતું પાતળું અજવાળું: એ અજવાળે લેનીન અને તેના અનુયાયીઓ એક બીજાને જોઇ રહ્યા. 'લેનીન દીર્ઘાયુ હો'ની જયઘોષણા થઇ.

લેનીન શું બોલ્યો? કેટલી વાર બોલ્યો? લેનીન થોડાં જ વાકયો બોલ્યો, માત્ર બેથી ત્રણ મીનીટ જ બોલ્યો. લેનીને કહ્યું: 'સાચી લડાઇ હવે શરૂ થાય છે. સામ્યવાદી વિપ્લવ હવે શરૂ થાય છે. એ વિપ્લવ દીર્ઘાયુ હો! એ વિપ્લવની સેના દીર્ઘાયુ હો!'

લેનીન તેના સાથીઓની સાથે બોલ્શેવીક પક્ષની મુખ્ય કચેરીએ પહોંચ્યો. એ કચેરી માટે ફેબ્રુઆરી વિપ્લવ પછી બોલ્શેવીકોએ એક નર્તિકાના મહેલનો કબજો મેળવ્યો હતો. લેનીન એ મહેલ પાસે પહોંચ્યો ત્યાં તો ત્યાં પણ તેને ભેટવા, મળવા અને સાંભળવા કામદારોની ઠઠ્ઠ જામી હતી. લેનીને પેટ્રોગ્રેડમાં પ્રવેશ કર્યો છે એ સમાચાર પેટ્રોગ્રેડના ખૂણે-ખૂણામાં અને રશિયાનાં બીજાં મુખ્ય શહેરોમાં પહોંચી ગયા હતા.

લેનીને મહેલના બીજા માળની અટારીમાં ઉભા એ કામદારોની મેદની સમક્ષ ટૂંકું ભાષણ કર્યું. તેમને તેણે બોલ્શેવીક પક્ષના ઉદ્દેશો અને ધ્યેયો સમજાવ્યા: ફેબ્રુઆરી વિપ્લવ પછી કામદારોએ હવે શું કરવાનું રહે છે તેની વિગતો આપી. અને રશિયામાં સામ્યવાદી વિપ્લવની સફળ પૂર્ણાહુતિ પછી થોડાં જ વર્ષમાં જગદ્વ્યાપી વિપ્લવ દ્વારા નૂતન જગત સપાટી ઉપર આવશે એવી આગાહી કરી. લેનીને સ્ટેશનના ચોકમાં જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે શબ્દોના પુનરુચ્ચાર સાથે ભાષણ પૂરૂં કર્યું. લેનીને કહ્યું: 'સાચી લડાઇ હવે શરૂ થાય છે. સામ્યવાદી વિપ્લવ હવે શરૂ થાય છે. એ વિપ્લવ દીર્ઘાયુ હો! એ વિપ્લવની સેના દીર્ઘાયુ હો!'

લેનીન ભાષણ પૂરું કરી અંદર આવ્યો. ટોપી સામેના ટેબલ ઉપર ફગાવી લેનીન એક આરામ ખુરશીમાં લાંબો થાય છે ત્યાં તો થોડા કામદારોએ અંદર આવીને કહ્યું: '......ની સોવીયેટના કામદારો મળવા આવ્યા છે. નીચે ઉભા છે. તમને સાંભળવા માંગે છે.' લેનીનને પાછા અટારીમાં જવું પડ્યું. તેમને પણ લેનીને એ જ વાત કહી: 'સામ્યવાદી વિપ્લવ હવે શરૂ થાય છે.' એ રીતે જૂદા જૂદા વિભાગના સોવીયેટના કામદારો આવતા રહ્યા અને લેનીનને વારંવાર અટારીમાં જઇ તેમને સંદેશો આપવો પડ્યો. કામદારો, પોતાના હૃદયનાથ લેનીનનું મુખ જોઇ, તેના મુખમાંથી વચનો સાંભળી, સામ્યવાદી વિપ્લવ સિદ્ધ કરવાનો અનુરોધ સુણી, પ્રેરિત બની, લેનીનની જય પુકારતા પોતપોતાને સ્થાને પાછા ફરવા માંડ્યા.

રાતના બારે એ ધટમાળ પૂરી થઇ. લેનીન મહેલના મધ્યખંડમાં આવ્યો. બોલ્શેવીક પક્ષના કાર્યકરોને મળવાનું શરૂ થયું. કારાગારના દરવાજાઓ પાછળ અદ્રશ્ય થવાને કારણે કે સાઇબીરીયામાં સડવાની સજા પામ્યા હોવાને કારણે વર્ષો સુધી જેનું મુખ નહોતું જોઇ શકાયું, અને જેની સાથે ગોષ્ટિ નહોતી કરી શકાઇ એવા સંખ્યાબંધ જૂના સહકર્મચારીઓ અને સાથીઓને લેનીન મળ્યો. એ દ્રશ્ય અલૌકીક હતું. જૂના સાથીઓએ અનેક ક્ષણો સુધી અરસપરસ બથમાં દબાઇ અશ્રુભીની આંખે પુનર્મિલન માણ્યું.

લેનીન અને ભેરૂ કાર્યકરો ફેબ્રુઆરી વિપ્લવનું સિંહાવલોકન કરવા બેઠા: તેમણે તેમના પક્ષની ભાવી નીતિ પરત્વે વિચારણા માંડી. લેનીનની ગેરહાજરીમાં જે જે કાર્યકરોએ ગમે તેવા વિરોધી વાતાવરણમાં પણ વિપ્લવનો ધ્વજ અણનમ ફરકતો રાખ્યો હતો તેમણે એક પછી એક ઉભા થઇને પોતપોતાના અનુભવો અને યોજનાઓ આ વિપ્લવવાદીઓની મિજલસ સમક્ષ નિખાલસ ભાવે મૂકવા માંડ્યા. એકે કહ્યું:

'મને લાગે છે કે આપણે લેનીનની સરદારી નીચે અત્યારની કામચલાઉ શાસનસમિતિમાં પ્રવેશ કરવો જોઇએ. હું માનું છું કે લેનીન એ મંડળમાં સ્થાન લેવાનું વિચારે, તો તેનો એ વિચાર માત્ર સૌને કંપાવી મૂકશે. આ રીતે એ મંડળમાં ધુસ્યા પછી, આપણે એક પછી એક આપણી યોજનાઓ અમલમાં મૂકવા માંડીએ.'

બીજા કાર્યકરોએ એકદમ ઉપરની વિચારસરણી તો ન બતાવી: પણ તેમણે બની શકે ત્યાં ત્યાં અને તેવી તેવી રીતે અત્યારની કામચલાઉ શાસનસમિતિને સાથ અને સહકાર આપવાનો અને ધીમે ધીમે એ માર્ગે બોલ્શેવીક પક્ષની યોજનાઓ અમલમાં મૂકવાનો અભિપ્રાય જાહેર કર્યો. લેનીનના સાથી કાર્યકરોમાંથી થોડા જ એવા નીકળ્યા કે જેમણે દૃઢ અવાજે એક જ વચન ઉચ્ચાર્યું : 'આ કામચલાઉ રાજ્યતંત્ર દ્વારા આપણા ધ્યેયની સિદ્ધિ અશક્ય છે. જેવી ઉગ્રતાથી ઝારશાહીની સામે આપણે લડત ચલાવી તેવી જ ઉગ્રતાથી આપણે આ નવા તંત્ર સામે પણ લડવાનું જ રહે છે. જ્યાં સુધી બોલ્શેવીક પક્ષના સામ્યવાદીઓ રાજસત્તાનો કબજો ન લઇ શકે, ત્યાં સુધી, ગમે તે રાજ્યતંત્રની સામે આપણે અથાક યુદ્ધ જ ખેડવું જોઇશે.'

લેનીન તેના સાથી કાર્યકરોની વિચારસરણી શાન્તિથી સવિસ્મય સાંભળી રહ્યો. તેણે જોયું કે મારા ઘણાખરા સાથીઓ પણ વિપ્લવની સિદ્ધિ અર્થેના કાર્યમાર્ગ પરત્વે નિશ્ચિત નથી. લેનીને જોયું કે વિપ્લવની સિદ્ધિ એ જ જો ધ્યેય હોય તો આ વચગાળે સમાધાન સંભવી શકે જ નહીં એ વસ્તુ મારા થોડા જ સાથીઓ સમજી શકે છે. પણ લેનીને સાથે સાથે એ પણ જોયું 'કે મને શાસનસમિતિમાં જોડાઇ જવાનું કહેનાર સાથીઓને પણ મારા પ્રતિ ખૂબ ખૂબ પ્રેમ છે, તેઓ મારા વિચારો જાણવા અને મારા નિર્ણયો મુજબ વર્તવા નિશ્ચયકૃત છે, તેમને મારામાં અડગ શ્રદ્ધા છે.' લેનીનને તેના સાથી કાર્ય

કરોનું એ શ્રદ્ધાતત્ત્વ જોઈને આશા પ્રગટી. તેણે એ શ્રદ્ધાની પાછળ સંગીન વિચારણા અને સિદ્ધાન્તભક્તિનું બળ મૂકવા નિશ્ચય કર્યો.

લેનીનના બધા સાથીઓ એક પછી એક બોલી રહ્યા, એટલે લેનીન એકદમ ઉભો થયો; અને કશા ય ઉકળાટ વિના, વક્તૃતાના જરા પણ વાઘા પહેરાવ્યા વિના. તેણે તેની વિચારણાના મુદ્દા એક પછી એક કહેવા માંડ્યા. લેનીન તેની હંમેશની રીતે સાવ સાદી ભાષામાં, સાવ સાદી રીતે, બોલતો હતો. પણ તેનો એક એક વિચાર તોપના ગોળા સમો હતો. એ લેનીનના મુખમાંથી સરી તેના સાથીઓનાં અંતરમાં પ્રવેશતો, અને નબળી વિચારસરણીની કિલ્લેબંદીઓ જમીનદોસ્ત કરતો.

લેનીને સૌથી પ્રથમ તેના બોલ્શેવીક પક્ષના અગ્રણીઓના અત્યાર સુધીના વ્યૂહ ઉપર સખ્ત મારો ચલાવ્યો. તેણે અમુક અમુક સભ્યોના વર્તનની પણ એટલી જ સખ્ત ઝાટકણી કાઢી. 'જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં અત્યારની કામચલાઉ શાસનસમિતિને સાથ આપવાની' નીતિને તેણે કડવામાં કડવી ભાષામાં ધિક્કારી કાઢી. તેને બદલે 'આ કામચલાઉ શાસનસમિતિને કોઈ પણ પ્રકારનો સાથ ન આપો' એ નવી નીતિની તેણે ઘોષણા કરી. તેણે તેના સાથીઓને અનુરોધ કર્યો : 'એ બધી રાજ્યસત્તા સોવિયેટોના હાથમાં આવે નહિ ત્યાં સુધી યુદ્ધ જારી રાખો, સામ્યવાદી વિપ્લવ સિદ્ધ કરો.'

લેનીને પોતાના આ અનુરોધના સમર્થનમાં એક કલાક સુધી ભાષણ કર્યું. લેનીન સાવ સાદા શબ્દો બોલતો હતો. તે શુષ્ક હકીકતો અને એથી ય શુષ્ક દાખલાઓ જ ટાંકતો હતો : પણ એ શુષ્ક સાદી હકીકતોએ તેના સાથીઓની આંખોનાં પડળ ઉઘાડી નાંખ્યાં : તેમને તેમની વિચારસરણીની ભૂલ સમજાવી, તેમને લેનીન જેટલા જ કઠોર અને કૃતનિશ્ચય વિપ્લવવાદીઓ બનાવી દીધા.

લેનીને કામચલાઉ રાજ્યતંત્રીમંડળની કાર્યનીતિનું નિર્ઘૃણ પૃથક્કરણ કર્યું; તેના આચારનો ધ્યેયવિરોધ સમર્થ રીતે ઉઘાડો પાડ્યો; તેનાં વચનો અને વર્તન વચ્ચે વિરોધ બતાવ્યો : તેણે અનુત્તરણીય રીતે પૂરવાર કર્યું કે આ રાજ્યતંત્ર વસ્તુતઃ વિપ્લવ-વિરોધી અને લોકશાસનના ઉપહાસ સમું છે. તેણે છેવટે યુદ્ધ-ગર્જના કરી : 'પ્રત્યેક બોલ્શેવીકનો ધર્મ આ વસ્તુત: વિપ્લવ-વિરોધી અને લોકશાસનના ઉપહાસ સમા રાજ્યતંત્રનો બુરખો તોડી નાંખી તેને તેના નગ્ન સ્વરૂપમાં બતાવવાનો છે. આ રાજ્ય-તંત્રનો અડધોપડધો સ્વીકાર કરવો અને તેને થોડો ઘણો સહકાર આપવો એ નીતિ વિઘાતક છે, તેને બદલે આ રાજ્યતંત્રના ઉઘાડે છોગ અસ્વીકારનો અને નિર્દય સામનાનો માર્ગ લેવો જોઇએ.'

લેનીનનું આ વ્યાખ્યાન ઐતિહાસિક વ્યાખ્યાન બની ગયું. એ વ્યાખ્યાનમાં લેનીને પહેલી જ વાર તેનો રાજકીય કાર્યક્રમ જાહેર કર્યો. પછી આ કાર્યક્રમ 'સાંપ્રત વિપ્લવમાં લોકગણનું કર્તવ્ય' એ શિર્ષક નીચે એક નિબંધ રૂપે લેનીને પ્રગટ કર્યો. લેનીનનો એ નિબંધ જગતમશહૂર બન્યો. આજે પણ 'બોલ્શેવી-ઝમ' અને 'લેનીનીઝમ'ના અભ્યાસીઓને એ નિબંધ પચાવવો જ પડે છે. લેનીનની સાચી પ્રતિભાની ઝાંખી કરવા તેના આ એક નિબંધનું—રશિયામાં પાછો પગ મૂક્યા પછી તેના સાથીઓ સમક્ષ તેણે કરેલા વ્યાખ્યાનનું વાચન બસ છે.

લેનીનના આ વ્યાખ્યાને ઓકટોબર વિપ્લવ શક્ય બનાવ્યો. લેનીનના આ વ્યાખ્યાને તેના સાથીઓની મનઃસૃષ્ટિમાં અદ્ભુત પરિવર્તન આણ્યું. લેનીનનું આ વ્યાખ્યાન જેમ જેમ આગળ વધતું ગયું તેમ તેમ તેના શ્રોતાઓ વધારે ને વધારે કટ્ટર વિપ્લવવાદી બનતા ગયા. લેનીનનું આ વ્યાખ્યાન સાંભ-ળનારા તેના સાથી તેના કાર્યકર્તાઓ જ હતા. છતાં તેમની સમક્ષ પણ આ વ્યાખ્યાને નવી સૃષ્ટિ ખડી કરી; તેમની ગઇ કાલની વિચારણા અને કાર્યરીતિને સાવ ભૂંસી નાખી અને તેમને 'આ

રાજ્યતંત્રના ઉઘાડેછોગ અસ્વીકાર અને નિર્દય સામના'ની નીતિના અઠંગ ઉપાસક બનાવ્યા.

લેનીનનું ભાષણ પૂરૂં થયું. લેનીન તેની અચળ શાન્તિ અને સ્વસ્થતાથી તેની ખુરશીમાં બેઠો. તેના સાથીઓએ આવેશમાં આવી કેટલીય મીનીટ સુધી તાળીઓ અને હર્ષનાદથી તેમના નેતાના આ વ્યાખ્યાન પછી તેનું બહુમાન કર્યું. લેનીનના આ વ્યાખ્યાન પછી તેના સાથીઓની લાગણી જાહેર કરવા તે સૌની વતી કામેનીવ ઉભો થયો. તેણે કહ્યું : 'આપણો હર્ષ આજે અમાપ છે, કારણ કે આપણે સૌએ સ્વીકારેલો આપણા પક્ષનો પ્રતિભાશાળી સરદાર આજ રશિયા પાછો ફર્યો છે. તેની સાથે સામ્યવાદ તરફ આગળ વધવાનો આપણો નિરધાર નિશ્ચિત છે.'

આખી સભાના હર્ષનાદથી ફરીવાર સભાખંડ ગાજી રહ્યો. લેનીન–પક્ષનો કાર્યક્રમ નક્કી થઇ ગયો. ઇતિહાસમાં નહીં નોંધાયેલા, જગતે નહીં જોયેલા, એવા અભૂતપૂર્વ વિપ્લવનો–સામ્યવાદી ઓકટોબર વિપ્લવનો–જંગ શરૂ થયો.

§૧૧

**જીવનભરના** લડવૈયા લેનીને હવે બરાબર યુદ્ધના સાજ સજ્યા. તેણે રશિયામાં પગ મૂકી, તેના એક લાખ ઉપરાતની સભાસદ–સંખ્યા ધરાવતા પક્ષને જાણે એક જ માણસ યુદ્ધવાણ ઉચ્ચરતો હોય એવો એકાગ્ર અને સંગઠિત બનાવ્યો, અને નવા સ્થપાયેલા મુડીવાદી રાજ્યતંત્રીમંડળ સામે મોરચા માંડયા. 'આ રાજ્યતંત્રના ઉઘાડેછોગ અસ્વીકારનો અને નિર્દય સામનાનો માર્ગ લ્યો' એ લેનીનની ગર્જનાએ પ્રજાકલ્યાણના નામ નીચે સામ્રાજ્યવાદી માનસ ધરાવતા નવા રાજ્યતંત્રનો મૃત્યુઘંટ બજાવ્યો.

એપ્રીલથી ઓકટોબરની વચ્ચે ઉપરાઉપરી એવા અસામાન્ય બનાવો બન્યે ગયા કે જેને પરિણામે આખરે લેનીનનું જીવનધ્યેય સિદ્ધ થયું, લેનીનનું સ્વપ્ન સાકાર બન્યું, લેનીને આ દુઃખી અને મુડીવાદપીડિત જગતને સર્વસુખ અને સર્વસમાનતાનો આદર્શ આપીને કૃતાર્થતાનો આનન્દ માણ્યો.

લેનીને રશીયામાં પગ મૂકયા પછી કલમ અને જીહ્વાથી ધોધમાર પ્રચારકાર્ય ચાલુ રાખ્યું. નવી રાજકીય અસ્મિતાથી તેજસ્વી અને ઝારશાહીને પલકમાં જમીનદોસ્ત કર્યાથી આત્મ-શ્રદ્ધાવાન રશિયન લોકગણ લેનીનના અથાક પરિશ્રમને પરિણામે પામતો થયો કે ફેબ્રુઆરી વિપ્લવના સંતાન રૂપ નવું રાજ્યતંત્ર સમાધાનપ્રિય વિનીતોનું મંડળ છે; તે પ્રજા–ઇચ્છાને સન્માનવાનો દેખાવ કરી વસ્તુત : પ્રજા–ઇચ્છાને ઠોકરે મારવા માગે છે અને જૂનું ઝારશાહી તંત્ર જે રીતે કામદારોને અને સિપાઇઓને ભૂખમરો વેઠાવીને પણ યુદ્ધ રાખવા ઇચ્છતું હતું તે રીતે જ યુદ્ધ જારી રાખવા ઇચ્છે છે. આ કાળે લેનીન રશિયાના તખ્તા ઉપર ન હોત, તો સમાધાનપ્રિય વિનીતોનુ નવું રાજ્ય-તંત્રીમંડળ 'વિપ્લવ દીર્ઘાયુ હો ! વિપ્લવનો જય હો !' એવા એવા લોકગણને આકર્ષતા મંત્રોનુ રટણ કરવાની સાથોસાથ એથી ઉલટી દિશમાં જ રશિયાના રાજ્યતંત્રના નાવને હંકાર્યે જાત, અને લોકોને માત્ર છેલ્લી ઘડીએ જ એનું ભાન થાત. લેનીને નવા રાજ્યતંત્રીમંડળના પ્રત્યેક પગલાંનું પ્રત્યેક ઉચ્ચા-રણનું અને પ્રત્યેક વિચારનું નિર્દય પૃથક્કરણ કરવા માંડયું અને એ રીતે લોકગણને એ રાજ્યતંત્રનું સાચું સ્વરૂપ ફરી ફરીને બતાવવા માંડયું.

લોકગણની આંખ ઉપરના પડળ ઉતારી નાંખનારૂં નવા રાજ્યતંત્રનું પહેલું કાર્ય તે તેની યુરોપીય વિગ્રહ પરત્વેની નીતિ. ઝારશાહીને ઉથલાવી નાંખતી વેળા લોકોએ સ્પષ્ટ અભિપ્રાય ઉચ્ચાર્યો હતો કે 'કોઇ પણ સંજોગોમાં અમે યુદ્ધ જારી રાખવા

ઇચ્છતા નથી. અત્યારનો યુરોપીય વિગ્રહ એ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોનો સત્તાની ખેંચતાણ માટેનો સંગ્રામ છે. સામ્યવાદી રશિયા એમાં ન જ ભળી શકે. રશિયાએ તત્કાળ એ સંગ્રામથી દૂર થવું જોઇએ.' નવા રાજ્યતંત્રે મોઢેથી એ લોક–ઇચ્છાને સન્માની; પણ અંદરખાનેથી યુદ્ધ જારી રાખ્યું. નવા રાજ્યતંત્રના વિદેશી પ્રધાને મિત્ર રાજ્યોને ખાનગી ખરીતાઓ મોકલીને ખોળાધરી આપી કે 'રાજ્યતંત્ર બદલાયું છે, પણ યુદ્ધ પરત્વેની નીતિ નથી બદલાઇ, રશિયા મિત્રરાજ્યોને પક્ષે ઠેઠ સુધી લડશે.' બીજી પાસ નવા રાજ્યતંત્રે યુદ્ધ જારી રાખવા નવી 'લોનો' ઉભી કરવા માંડી.

નવા રાજ્યતંત્રની આ નીતિના વર્તમાન સામાન્ય જનતાએ સખ્ત આઘાત સાથે સાંભળ્યા. લેનીનના બોલ્શેવીક પક્ષની મધ્યસ્થ સભાએ એ નીતિ ઉપર ઉગ્ર ધિક્કાર વરસાવનારૂં જાહેરનામું બહાર પાડયું અને જનસમુદાયને ભ્રામક શબ્દજાળમાં ન ફસાવા ચેતવણી સુણાવી. છેવટે લેનીનપક્ષના એ જાહેરનામાએ લોકગણને અનુરોધ કર્યો કે : 'વિપ્લવવાદી લોકગણ અને વિપ્લવવાદી સૈનિકોના પ્રતિનિધિ તરીકે કામદારો અને સૈનિકોની સોવીયેટો રાજ્યસત્તા હાથમાં લ્યે અને લોકગણની બહુમતિના સમર્થનથી રાજ્યતંત્ર ચલાવે, એ એક જ માર્ગે યુદ્ધનો અંત આવશે અને જગતમાં સાચી શાન્તિ વ્યાપશે. કામદારો અને મુડીવાદીઓની વચ્ચેનો વર્ગ, જે બન્ને વર્ગની વચ્ચે ઝુલે છે, તેના ઉગારનો પણ એક જ માર્ગ છે : અને તે એ કે તેણે ઝુલવાનું છોડી વિપ્લવવાદી લોકગણના ભેરૂ બની જવું.'

લેનીનપક્ષના આ જાહેરનામાં પછી, સૈનિકો અને કામદારોના અસંતોષે આર્વિભાવ શોધ્યો. એપ્રીલ ૧૯થી ૨૧ સુધીના દિવસોએ કામદારોનાં સરઘસ અને સૈનિકોની ટુકડીઓ પ્રધાનમંડળની કચેરીઓ વાળા મેરીઆ પેલેસની આસપાસ ફરવા માંડી. એને મોખરે રહેલા 'વિદેશી પ્રધાનને રૂખસદ આપો ! કામચલાઉ રાજ્ય-

તંત્રનો અંત આણો !' વગેરે જાહેરનામાં પ્રધાનોને મૂંઝવી રહ્યાં. તેમની પ્રેરણાથી 'લેનીનને હદપાર કરો, લેનીનને ગીરફતાર કરો' એવાં જાહેરનામાં વાળો એક સામો તમાશો ગોઠવાયો, બન્ને પક્ષો વચ્ચે અથડામણી થઈ. બન્ને પક્ષોએ હથિયાર ઉંચકયાં. લેનીન-પક્ષના બળનો સ્વીકાર કરી લેનીનવિરોધી તમાશગીરો નાસી ગયા. ફેબ્રુઆરી વિપ્લવ પછી, પાટનગરનો રાજમાર્ગ પહેલી વાર લોહીથી ભીંજાયો. રશિયાનું રાજદ્વારી આકાશ ઉપરથી નિરભ્ર લાગતું તેમાં નવાં વાદળાં દેખાયાં.

પેટ્રોગ્રેડનું પુનરાવર્તન મોસ્કોમાં થયું. કારખાનાનાં કામ-દારો હથિયાર છોડી કારખાનાની બહાર નીકળ્યા, વિપ્લવવાદી ગીત ગાતાં શહેરના મધ્ય ચોકમાં પહોંચ્યા અને જાહેર સભાઓ ભરી સંભળાવ્યું કે 'અમે કામચલાઉ રાજ્યતંત્રનો અંત ચાહીએ છીએ.' એ પડકાર પછી કામદારો સરઘસ સ્વરૂપે મોસ્કોની સોવીયેટ કચેરીએ ગયા. નેતાઓએ તેમની પીઠ થાબડી, પણ ઘુર્તને માટે શાન્તિ ધરવા સૂચવ્યું. નેતાઓએ કામદારોને કહ્યું : 'હાકલ પડે ત્યારે ઝુકાવવા તૈયાર રહેજો. અત્યારે શાન્તિ ધરો.'

કામદારોના આ રોષપ્રદર્શનની કામચલાઉ રાજ્યતંત્ર ઉપર તત્કાળ અસર થઈ. કામચલાઉ રાજ્યતંત્રીમંડળે પોતાના પાંચ પ્રધાનો પાસે રાજીનામાં અપાવ્યાં અને તેમને સ્થાને વિરોધી પક્ષના નેતાઓને લીધા. રશિયાનું પહેલું સંમિશ્ર રાજ્યતંત્ર–Coalition Government–હસ્તીમાં આવ્યું. વિરોધી પક્ષ આ નવા પ્રધાનમંડળમાં લઘુમતિ ધરાવતો હતો. એટલે તે કંઈ ખાસ અસર ઉપજાવી શકે તે અશકય હતું.

આ તંત્રપલટા ઉપર લેનીને ૧૪મી મેના દિવસે નીચે મુજબ લખ્યું: '૧૯ થી ૨૧ એપ્રીલના દિવસોએ પેટ્રોગ્રેડમાં ફરી વાર ગંભીર આંતરિક યુદ્ધ મચે એવું વાતાવરણ હતું...થોડા દિવસ ગયા અને સંમિશ્ર રાજ્યતંત્રનો પ્રશ્ન ઉપસ્થિત થયો. સંમિશ્ર રાજ્યતંત્ર રચાયું. હવે વાતો ચાલે છે કે કામચલાઉ રાજ્યતંત્રી-

મંડળના બધા પ્રધાનો ફારેગ થશે અને નવું જ પ્રધાનમંડળ રચાશે. આમ અત્યારનું તંત્ર અસ્થિર સ્થિતિ ભોગવે છે તેની પાછળ ક્યાં કારણો છે?...અત્યારનું કામચલાઉ રાજ્યતંત્ર મુડીવાદીઓનું પ્રતિનિધિ છે. તે યુદ્ધમાંથી ફારેગ થવાની સ્થિતિમાં નથી. જેનું તે પ્રતિનિધિ છે તે મુડીવાદીઓનું હિત અને જમીનદારોની જમીનો તેણે રક્ષવાં જોઇએ. ત્યારે કામદારો અને સૈનિકોની સોવીયેટો એ તો એક જૂદા જ વર્ગની પ્રતિનિધિ છે. એ વર્ગને યુદ્ધ સાથે નિસ્બત નથી, મુડીવાદીઓ નફાના ગંજ ખડકયે જાય તેમાં તેને હિત નથી, જમીનદારોની જમીન આબાદ રહે એ તેના લાભની વાત નથી...તેઓ અને મુડીવાદીઓ સંમિશ્ર પ્રધાનમંડળ રચી રાજ્યતંત્ર ચલાવે એ અશકય છે. એ સ્થિતિ ઝાઝા દિવસ નહિ નભે...આ સ્થિતિના ઉકેલ માટે રશિયન પ્રજા પાસે એક જ માર્ગ છે: અને તે માર્ગ તે અમારો માર્ગ છે. અમે કહીએ છીએ કે મુડીવાદીઓને રશિયાના રાજ્યતંત્રમાં કયાય સ્થાન નહિ રહેવું જોઇએ. સર્વ સત્તા સોવીયેટનાં હાથમાં આવવી જોઇએ. એકાદ પ્રધાનનો ફેરફાર અર્થશૂન્ય છે. આખી નીતિ બદલાવી જોઇએ...બધી સત્તા કામદારો અને સૈનિકોની સોવીયેટના હાથમાં આવવી જોઇએ. મુડીવાદીઓમાં હવે રજ માત્ર ઇતબાર નહિ મૂકવો જોઇએ.'

લેનીનની આ વિચારણા કામદારોના હૃદયમાં સીધી ઉતરી ગઇ. બધી સત્તા કામદારો અને સૈનિકોની સોવીયેટના હાથમાં આવવી જોઇએ. મુડીવાદીઓમાં હવે રજ માત્ર ઇતબાર નહિ મૂકવો જોઇએ.'–લેનીનનાં એ વચનો તેમની રણગર્જના બની ગયાં.

લેનીન વધારે ને વધારે એકાગ્રતાથી તેના પક્ષને સુદૃઢ બનાવવામાં ગુંથાયો. તેની તેજસ્વી વિચારણાએ સંખ્યાબંધ કામદારોને શિથિલતા ફેંકી દઇ મક્કમ બોલ્શેવીક બનાવવા માંડયા. ફેબ્રુઆરી વિપ્લવ પછીના બે મહિનામાં તેના પક્ષના સભ્યોની સંખ્યા ખૂબ

ખૂબ વધી. એક પેટ્રોગ્રેડમાં જ, વિપ્લવ પછીના બે મહિનામાં સભ્ય-સંખ્યા સોળ ગણી વધી. બીજાં કેટલાંય શહેરોમાં ત્રીશ ત્રીશ ગણી વધી. લેનીનનો પક્ષ જોતજોતામાં રશિયામાં સર્વોપરિ પક્ષ બની રહ્યો. લેનીનની વિચારણા, મહાપૂર સર્વ સપાટ જમીન ઉપર ફરી વળે તેમ, આખા રશિયામાં ફરી વળી.

લેનીને તેના પક્ષના અખબારમાં ઉચ્ચાર્યું: 'રશિયાભરના બોલ્શેવીકોની એક પરિષદ ભરવાનો સમય આવી પહોંચ્યો છે. રશિયાભરના બોલ્શેવીકો બરાબર સંગઠિત બને, એક આદમીની જેમ કાર્ય કરે એવી બળ-જમાવટ કરવાનો સમય આવી પહોંચ્યો છે.' મે માસની ૭ મી તારીખથી ૧૨ મી તારીખ સુધી અખિલ રશિયન બોલ્શેવીક મહાસભા મળી. મહાસભા અદ્‌ભુત સફળતાથી વિભૂષિત બની. લેનીનનો આશય પાર પડ્યો. વિરોધી પક્ષના-મેન્શેવીકોના અખબારને પણ કબૂલવું પડ્યું કે 'લેનીનની પ્રતિભાએ આખી મહાસભાને વશ કરી લીધેલી....લેનીનના પ્રભાવ પરત્વે બે મત હોઇ શકે નહીં.'

બોલ્શેવીક મહાસભાએ કેટલાક અતિ મહત્ત્વના ઠરાવો પસાર કર્યા. 'બોલ્શેવીક પક્ષે તેના બધા બળપૂર્વક રશિયાભરમાંથી તમામ જમીનદારી મિલકત તત્કાળ અને સંપૂર્ણ રીતે કબજે કરી લેવાનો નિરધાર પોકાર્યો; લેનીનના ચોથી એપ્રીલના વિખ્યાત વ્યાખ્યાનના સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો.

આમ, એક પાસ બોલ્શેવીકોની મહાસભાએ બોલ્શેવીક પક્ષમાં નવું બળ પૂર્યું અને રાજ્યતંત્રનો કબજો લઇ લેવાને માટે તેને તૈયાર બનાવી દીધો, ત્યારે, બીજી પાસ, સંમિશ્ર રાજ્યતંત્ર વધારે ને વધારે શિથિલ અને શક્તિહીન બનતું ગયું. તેના સૈન્યની ટૂકડીઓએ તેની યુદ્ધનીતિ સામેનો અસંતોષ જાહેર કરવા બળવાનો માર્ગ લીધો. જુન અને જુલાઇમાં સંખ્યાબંધ બળવાઓ થયા. સેનાપતિએ અને યુદ્ધપ્રધાને બળવાખોર સિપાઇઓને આકરામાં આકરી સજાઓ ફટકારી. પણ એથી પરિસ્થિતિ લગીરે સુધરી નહિ.

પહેલાં સંમિશ્ર રાજ્યતંત્રની સ્થિતિ દિવસે દિવસે વધારે ખરાબ થતી ચાલી. કેટલાંય સ્થળોએ બન્ને પ્રતસ્પિર્ધી પક્ષોના માણસોની પરસ્પર વિરોધી લાગણી એટલી ઉગ્ર બની ગઇ કે રમખાણો થયાં અને લોહી રેડાયાં. મુડીવાદી અખબારોએ અને રાજ્યતંત્રે બોલ્શેવીક પક્ષને એ માટે જવાબદાર ગણ્યો. તે પક્ષના નેતાઓને કોઇ ને કોઇ બહાના નીચે ગીરફતાર કર્યા, તેમનાં અખબારોને બંધ કર્યાં, તેમનાં અખબારી કાર્યાલયોનો નાશ કર્યો. આ અધૂરૂં હોય તેમ, બોલ્શેવીકોની વિરૂદ્ધ પ્રજામત કેળવવા મુડીવાદી અખબારોએ ઉઘાડે છોગ બોલ્શેવીક પક્ષના નેતાઓને જર્મનોના પગારદાર બાતમીદારો કહેવા માંડયા.

પણ લેનીન ઉપર તેની કંઇ જ અસર થઇ નહીં. સંમિશ્ર પ્રધાનમંડળનાં આ દમન–પગલાંને તેણે જાહેર આવકાર આપ્યો. એ ગણિતશાસ્ત્રીએ તેનું અફર ગણિત ગણી છેલ્લું આગમ ભાખ્યું: 'આ સંમિશ્ર પ્રધાનમંડળનું આયુષ્ય થોડાં જ અઠવાડિયાંનું છે. ગિરિશૃંગ ઉપરથી કોઇ મોટી શિલા પડે અને ચૂરેચૂરા થઇ જાય, તેમ આ રાજ્યતંત્રને હું તેના ઉચ્ચ સ્થાન ઉપરથી પડતું જોઉં છું. તે ક્રિયા શરૂ થઇ ચૂકી છે. વિજ્ઞાનના નિયમ મુજબ એ પતનનો વેગ વધતો જાય છે. થોડા જ દિવસોમાં હું એનો નાશ જોઉં છું.'

પહેલું સમિશ્ર રાજ્યતત્ર તૂટયું : તેને સ્થાને બીજુ સંમિશ્ર રાજ્યતંત્ર આવ્યું. તેના પ્રધાનમંડળમાં સામ્યવાદીઓને બહુમતિ મળી. પણ કામદારોનો મોટા સમુદાય કોઇ પણ પ્રકારના સમાધાનનો વિરોધી હતો. તેને તો કુલઝપટ સત્તા તેના હાથમાં જોઇતી હતી. એટલે આ ત્રીજો અખતરો પણ નિષ્ફળ નીવડયો.

લેનીને બીજા સંમિશ્ર રાજ્યતંત્રની નિર્દય ઝાટકણી કાઢી અને તેના અનુયાયીઓને અનુરોધ કર્યો : ' દોર ન ચૂકજો: બધી સત્તા કામદારો અને સૈનિકોની સોવિયેટના હાથમાં આવવી



લેનીન



લેનીનનાં પત્ની

જોઇએ. મુડીવાદીઓમાં હવે રજમાત્ર ઇતબાર નહિ મૂકવો જોઇએ.'–એ રણગર્જના, સાધ્ય સિદ્ધ થાય, ત્યાં સુધી, ન ભૂલજો.'

અસામાન્ય વેગથી બોલ્શેવીક પક્ષનું બળ વધતું જ ગયું. મુડીવાદીઓ અને જમીનદારોના હાથમાં હથિયાર બનીને રમનાર બીજા સંમિશ્ર રાજતંત્રનો અંતકાળ આવી પહોંચ્યો. ઓક્ટોબર વિપ્લવ–જેણે રશિયાના રાજતંત્રનું સુકાન કામદારો અને સૈનિકોની સોવિયેટના હાથમાં મૂક્યું તે ઓક્ટોબર વિપ્લવનો દિવસ આવી પહોંચ્યો. લેનીન છેલ્લો હલ્લો કરવાને તૈયાર બની રહ્યો.

§ ૧૨

એક નાના, સાવ સાદા ઓરડામાં એક પુરૂષ બેઠો હતો. ઓરડામાં એક નાનું ટેબલ, એક ખુરશી અને એક બાંકડો–એટલું જ સાહિત્ય હતું. ટેબલ ઉપર કાગળો પથરાયેલા પડયા હતા અને તે પુરૂષ નાના દીવાને ઝીણે અજવાળે–એ રાતનો સમય હતો–ઉંધે માથે કાગળો વાંચી રહ્યો હતો અને કંઇક લખી રહ્યો હતો. ટેબલ ઉપર કાગળોથી અર્ધી ઢંકાયેલી પીસ્તોલ પડી હતી. પડખે જ એક નાની રકાબીમાં થોડું સાદું ખાવાનું પડયું હતું. પણ તે પુરૂષ તેના કામમાં એટલો ગુંથાયો હતો કે તેને ખાવાનું પણ ભાન નહોતું.

એ પુરૂષ તે લેનીન. ૧૯૧૭નો ઓક્ટોબર વિપ્લવ સફળ થયા પછી, બોલ્શેવીકોના હાથમાં રશિયાનું રાજતંત્ર આવ્યું અને લેનીન તેનો મુખ્ય સુકાની બન્યો. ત્યારથી તે તેની ભાવનાને સ્થૂલાકાર આપવા, તેના આદર્શ મુજબ નૂતન રશિયા રચવા, તેના સામ્યવાદને રશિયામાં મૂર્તિમંત બનાવવા, દિવસ અને રાત ઉંધે માથે મહેનત કરતો. કશા જ ભભકા વિનાના એ સાદા

ઓરડામાં કશા જ દોરદમામ વિના બેસી, તેણે રશિયાના પુનર્વિધાનનું કાર્ય આરંભ્યું. ઓક્ટોબર વિપ્લવ પછી, લેનીનને રશિયાનું રાજતંત્ર ચલાવતો નીરખનારના અંતરમાં ઉપરની છબી અંકાઇ ગઇ છે. લેનીનના જીવનકથાકારો લેનીનનો એ ઓરડો અને લેનીતની યોગી–પ્રકૃતિની આજે મુક્ત કંઠે પ્રશંસા કરી રહ્યા છે. આદર્શ અને ભાવના પાછળ ગાંડા બનેલા એ પુરૂષને કોઇ અંગત સુખભોગની અભિલાષા નહોતી તેનો આથી વિશેષ જ્વલંત પુરાવો કયો હોઇ શકે?

૧૯૧૭ નો ફેબ્રુઆરી વિપ્લવ : એપ્રીલમાં લેનીનનું રશિયામાં આગમન : એક તસુ પણ નમતું નહીં આપવાની લેનીનની રણગર્જના : પહેલું સંમિશ્ર પ્રધાનમંડળ : બીજું સંમિશ્ર પ્રધાનમંડળ : રશિયાની રાજકીય પરિસ્થિતિ. એટલે સુધી પહોંચ્યા પછી ઓક્ટોબર વિપ્લવનો દિવસ–કામદારો અને સૈનિકોની સોવીયેટના રાજતંત્રની સ્થાપનાનો દિવસ દૂર નહતો. કામચલાઉ રાજ્યતંત્રના બીજા સંમિશ્ર પ્રધાનમંડળના પ્રત્યેક પગલાંએ એ દિવસને વધારે ને વધારે નજીક આણ્યો. બીજા સંમિશ્ર પ્રધાનમંડળના પ્રમુખને સ્થાને કેરેન્સ્કીની વરણી થયા પછી, તેણે બોલ્શેવીક પક્ષના નેતાઓને ગીરફતાર કરવાનો હુકમ કર્યો. લેનીનની જમણી ભુજા સમા ટ્રોટસ્કી અને લુનાશાસ્કીને ગીરફતાર કરવામાં આવ્યા. લોકસમુદાયથી એ ન સાંખી શકાયું. પેટ્રોગ્રેડની સોવીયેટે પોતાની સામાન્ય સભા બોલાવી, બોલ્શેવીકોની બહુમતિ વાળી નવી કાર્યવાહક સમિતિ નીમી. ટ્રોટસ્કીની પ્રમુખ તરીકે ચૂંટણી કરી. મોસ્કોએ પેટ્રોગ્રેડનું અનુકરણ કર્યું. રશિયાના તમામ શહેરોના કામદારોએ કામચલાઉ રાજતંત્ર અને તેના નેતાઓ પ્રતિનો રહ્યોસહ્યો સદ્ભાવ ખંખેરી નાખી સંપૂર્ણપણે લેનીનનું નેતૃત્વ સ્વીકાર્યું. ઓક્ટોબરની ૨૩મી તારીખે બોલ્શેવીક પક્ષની મધ્યસ્થ સમિતિએ કામચલાઉ રાજ્યતંત્ર સામે હથિયારબંધ બળવાનો ઠરાવ પસાર કર્યો અને તેનો અમલ કરવા કામદારોને હાકલ પાડી. પેટ્રોગ્રેડ અને મોસ્કોની સોવીયેટોએ

વિપ્લવવાદી લશ્કરી કમીટીઓ નીમી. બોલ્શેવીકો અને કામચલાઉ રાજ્યતંત્રની સામે આખરી જંગ મંડાયો. નવેમ્બરની સાતમી તારીખે અખિલ રશિયા સોવિયેટ મહાસભાએ પોતાનું બીજું અધિવેશન ભર્યું, તે દિવસથી પોતે રશિયાની સર્વોપરિ રાજ્યસત્તા હોવાનું જાહેરનામું બહાર પાડ્યું. તેણે પોતાની વિપ્લવવાદી લશ્કરી સમિતિને કામચલાઉ રાજ્યતંત્રના લશ્કરો સાથે છેલ્લી લડાઇ લડવા ફરમાન દીધું...........અને અકટોબર વિપ્લવ પૂરો થયો. કેરેન્સકીનું રાજ્યતંત્ર જમીનદોસ્ત થયું. લેનીન જેને માટે ત્રીશ ત્રીશ વર્ષ થયાં અમાનુષી પરિશ્રમ લઇ રહ્યો હતો તે કામદારો અને સૈનિકોની સોવીયેટના સંપૂર્ણ સામ્યવાદી રાજ્ય-તંત્રની સ્થાપના થઇ. જગતના ઇતિહાસમાં નવો યુગ મંડાયો.

નવેમ્બરની નવમી તારીખે સોવીયેટ પ્રધાનમંડળ રચાયું. જીન્દગીનો મોટો ભાગ જેમણે કારાગારમાં અથવા તો દેશપાર ભટકવામાં વિતાવેલો, જેમને રાજ્યતંત્ર ચલાવવાનો કંઇ અનુ-ભવ નહોતો, જેઓ માત્ર પોતાના સિદ્ધાન્તો અને ભાવનાઓ રાજ્યતંત્રમાં ઉતારવા ઝંખતા હતા, એવા બોલ્શેવીક અગ્રણીઓ સોવીયેટ રાજ્યતંત્રના પ્રધાનો બન્યા. લેનીનને વડા પ્રધાનનું પદ સોંપાયું. બિનઅનુભવી, અવ્યવહારૂ, ભાવનાવાદી બોલ્શેવીક અગ્રણીઓને રાજ્યતંત્ર સંભાળતા જોઇને યુરોપના અનુભવી, વ્યવહારૂ અને કાળના ખાધેલા સામ્રાજ્યવાદી મુસદ્દીઓ મુછમાં હસ્યા. તેમણે નવા તંત્રની આવરદા માંડ ત્રણ દિવસની કલ્પી. યુરોપના સામ્રાજ્યવાદી અખબારોએ અટ્ટહાસ સાથે એ જાહેર પણ કર્યું. લેનીન સામો મુછમાં હસ્યો. તેણે તેના અખબારમાં એટલા જ જોરદાર અટ્ટહાસ સાથે જવાબ આપ્યો: 'યુરોપના સામ્રાજ્યવાદીઓ અને મુડીવાદીઓના ભમે તેવા વિરોધ છતાં, રશિયામાં સામ્યવાદ અને સોવીયેટ રાજ્યતંત્ર રહેવા નિર્માયાં છે.' અને લેનીનની એ વાણી સાચી ઠરી છે.

લેનીન અને તેના સાથીઓના રશિયાના નવસર્જનની તવારીખ એ જગતે કદિ ન જોયેલી, કદિ ન કલ્પેલી એવી અદ્ભુત

તવારીખ છે. લેનીન અને તેના સાથીઓના હાથમાં સત્તા આવ્યાને આજે અગ્યારમું વર્ષ ચાલે છે. એટલા સમયમાં તો તેમણે યુરોપના મુડીવાદી મુસદ્દીઓની ભ્રમણા ભાંગી નાંખી છે અને તેમની ગણતરીઓને ખોટી ઠરાવી દીધી છે. યુરોપ અને સકળ દુનિયા આજે રશિયાને આશાભુમિ તરીકે વધાવી રહ્યાં છે. સમાનતા, બંધુભાવ અને વિશ્વશાન્તિમાં માનનારો જગતભરનો વિચારક વર્ગ આજે રશિયા તરફ આશાભરી મીટ માંડી રહ્યો છે. લેનીન અને તેના સાથીઓએ ૧૯૧૭ના અકટોબર વિપ્લવ પછી રાજ્યતંત્રનું સુકાન હાથમાં લીધા પછી એ સ્થિતિ ઉત્પન્ન કરી.

૧૯૧૭ના ઓકટોબર વિપ્લવ પછી, પ્રથમનાં પાંચ વર્ષ સુધી તો, લેનીન અને તેના સાથીઓનો બધો સમય, યુરોપના સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના અનેક પ્રકારના હલ્લાઓનો સામનો કરવામાં અને આંતરિક કલહનો અંત આણી આદર્શ મુજબનું સર્જનકાર્ય આરંભવાનું વાતાવરણ તૈયાર કરવામાં ગયો. લેનીને રશિયાના સરમુખત્યાર બનવાની સાથે જ, સૌથી પહેલું કાર્ય યુરોપીય વિગ્રહમાંથી રશિયાના સૈન્યોને પાછા ખેંચી લેવાનું કર્યું. ટ્રોટસ્કી, જેણે સોવીયેટ પ્રધાનમંડળમાં વિદેશી પ્રધાનનું પદ લીધું હતું તેણે જર્મનીની સાથે યુદ્ધવિરામની જાહેરાત કરી અને સુલેહની મંત્રણાઓ આદરી. આખરે ૧૯૨૮ના માર્ચની ત્રીજી તારીખે બ્રેસ્ટ–લીટોશક મુકામે જર્મની અને રશિયાએ સુલેહનામાં ઉપર સહી મૂકી. જર્મની સિવાય બીજાં યુરોપીય રાષ્ટ્રો સાથે તો દુશ્મનાવટ ચાલુ જ રહી.

લેનીનને ઉથલાવી નાંખવાની યુરોપીય રાષ્ટ્રોએ અનેક યુક્તિઓ અજમાવી જોઇ. એ બધા કાવાદાવાને લેનીન બરાબર પૂરો પડયો. બીજી પાસ લેનીનને રશિયાની અંદર ઝારના હિમાયતીઓ, મુડીવાદીઓ, સમાધાનપ્રિય મેન્શેવીકો વગેરે જૂદા જૂદા પક્ષોના આક્રમણોનો સામનો કરવો પડયો. લેનીન પાસે લશ્કર હતું જ નહિ અને દરરોજ રશિયાના જૂદા

જૂદા ભાગોમાં નવા બળવાઓ શરૂ થતા. લેનીનનો બધો સમય એ વિપત્તિઓની સામે લડવાના વ્યૂહો યોજવામાં જતો. એ છતાં લેનીને કામદારોને તેમના માનવીય હક્કો બક્ષનારૂં જાહેરનામું બહાર પાડવામાં અને તે મુજબ શાસનો કાઢવામાં જરા યે વિલંબ ન કર્યો. ૧૯૧૮ના જાન્યુઆરીની ૧૬મી તારીખે સોવીયેટોની મધ્યસ્થ કાર્યવાહક સમિતિએ કામદારોના હક્કોનું જાહેરનામું બહાર પાડયું અને રશિયાને સોવીયેટ પ્રજાસત્તાક જાહેર કર્યું. આ બન્ને મહત્ત્વનાં જાહેરનામાં પછી સોવીયેટ સરકારે રાતું લશ્કર ઉભું કર્યું; સરકારી કચેરીઓ મોસ્કો લઇ ગયા; મોસ્કોને સોવીયેટ પાટનગર બનાવ્યું; ૩૦મી જુને કારખાનાં અને ખાણોને રાજ્યની માલિકીનાં જાહેર કર્યાં; ૧૬મી જુલાઇએ ઝાર અને તેના કુટુમ્બને ઠાર કરી ઝારશાહીની તવારીખની પૂર્ણાહૂતિ કરી.

આ બધા પછી, લેનીને રશિયાના સામાન્ય જનસમુદાયના કલ્યાણનાં એક પછી એક પગલાં યોજવા માંડ્યાં. સોવીયેટ સરકારને અંધાધુંધી, અવ્યવસ્થા અને ખાનાખરાબીઓ જેવો વારસો મળ્યો હતો તેવો બીજી કોઇ સરકારને ઇતિહાસમાં નથી મળ્યો. સોવીયેટ સરકારનું એ સૌથી મોટું દુર્ભાગ્ય હતું. સૌથી પ્રથમ તેણે એ અંધાધુંધી અને અવ્યવસ્થાને સ્થાને સુવ્યવસ્થા અને સુશાસન સ્થાપવાનું હતું અને પછી જ જનકલ્યાણની જૂદી જૂદી યોજનાઓ ગતિમાં મૂકવાની હતી. લેનીનના સાથીઓ બન્ને કાર્ય એક સાથે કરતા હતા. તેઓ એક પાસ જૂદા જૂદા ભાગોમાં થતા બળવાઓ શમાવતા અને બળવાખોરોને પકડી ઉગ્ર શાસન આપતા અને બીજી પાસ રશિયાભરમાંથી દશ વર્ષમાં અભણપણાને દેશવટો દેવાની, ૧૯૨૭ના નવેમ્બરની સાતમી તારીખે–ઓકટોબર વિપ્લવની દશમી વર્ષગાંઠના દિવસે–રશિયામાં ચાહે તે ઉમરનો કોઇ પણ પુરૂષ કે સ્ત્રી લખી વાંચી જાણતો હોવાની, રશિયાનાં ગામડાંઓમાં વીજળીની બત્તીઓ નાંખવાની, રશિયાના ખેડૂતોના ખેતરોમાં ખેતીની વૈજ્ઞાનિક પદ્ધ-

તિઓ દાખલ કરવાની, રશિયન નારીને રશિયન પુરૂષ જેટલા જ અધિકારો ભોગવતી કરવાની–વગેરે અનેક યોજનાઓ અમલમાં મૂકવા માંડી. લેનીનનો બધો સમય આવી યોજનાઓ ઘડવામાં અને તેની વિગતો નક્કી કરી તેને અમલમાં મૂકવામાં જ જતો. લેનીન તેના નાના સાદા ઓરડામાં બેસી એક જ કલમે ઈંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ, આસ્ટ્રેલીયા વગેરે યુરોપીય રાષ્ટ્રોની સરકારો સાથે સુલેહના સંદેશાઓ ચલાવતો, એ જ કલમે રશિયન બળવાખોરોને કારાવાસ, સાઇબીરીયાવાસ, દેશપારી અને ફાંસીની સજાઓ ફરમાવતો; અને એ જ કલમે જનકલ્યાણની નવી નવી યોજનાઓ અમલમાં મૂકતો. એ બધાં કાર્યો સમાન સ્વસ્થતાપૂર્વક કર્યે જતો. એ બધામાં તે સામ્યવાદની સંસ્થાપનાની ભવ્ય ક્રિયાની પ્રોત્સાહક પ્રગતિ જોતો.

લેનીનની વિચારણાનાં તમામ સૂત્રો પ્રધાનપણે એક જ સાધ્યની સિદ્ધિ મેળવવા મથતાં. લેનીન કામદારો અને કૃષિકારોને સાચું સુખ સાંપડે એવા માર્ગો યોજવા પાછળ જ તેની બધી બુદ્ધિશક્તિ ખર્ચતો. રશિયાનો કામદાર અને કૃષિકાર, જે દિવસ-રાત કાળી મહેનત કરે છે, જે સંપત્તિનો સાચો ઉત્પાદક છે, જેના કલ્યાણ અર્થે સોવીયેટ સરકાર હસ્તીમાં આવી છે, તેની જીવનરીતિ બદલે, તેનું જીન્દગાનીનું ધોરણ ઉંચું આવે, તે અસ્મિતાવાન બની વિરોધી બળોની સામે ટટ્ટાર મસ્તકે ઝઝૂમે, એ લેનીનની અને લેનીનના સાથીઓની એટલે કે નવા સોવીયેટ રાજ્યતંત્રની અભિલાષા હતી. એ અભિલાષા સિદ્ધ કરવા તેમણે અથાક પરિશ્રમ લીધો: અને લેનીનના જીવનકાળમાં જ એ અભિલાષા લગભગ સિદ્ધ કરી. લેનીનના વિરોધીઓ પણ આજે કબૂલ કરે છે કે આજ સુધીના ઇતિહાસમાં કોઇ રાજ્ય-તંત્રે સોવીયેટ સરકારની એકાગ્રતાપૂર્વક જનસમાજના કલ્યાણને માટે પરિશ્રમ નથી લીધો. અને એટલે જ, મધ્યકાલીન જમીન-દારશાહીની જળોથી સાવ ચૂસાઇ ગયેલો અને રક્તપિપાસુ ઝાર-શાહીની જૂલમચક્કીમાં પીલાઇ નિર્જીવ બની ગયેલો રશિયાનો

આમવર્ગ આ સોવીયેટ રાજ્યતંત્ર નીચે સ્વાધીન જીવનના નવા પ્રાણથી તેજસ્વી અને આર્થિક સમાનતાના નવા રૂધિરથી પુષ્ટ બન્યો છે.

પણ એ બધું છતાં, લેનીન તેના જીવનકાળમાં તેનું ધ્યેય સંપૂર્ણપણે સિદ્ધ ન કરી શક્યો. લેનીન તેના હાથમાં રાજ્યસત્તા આવ્યા પછી બહુ ઝાઝું ન જીવ્યો. લેનીન ઉપર વિરોધીઓ તરફથી ત્રણચારવાર જીવલેણ હલ્લાઓ થયા. દિવસરાત રાજ્યતંત્રના મુખ્ય સુકાની તરીકે કામ કરીને તેણે તેના શરીરને તોડી નાંખ્યું. ત્રણ દશકાના દેશવટા અને રખડપાટ પછી ૪૭ વર્ષની ઉમરે ૧૯૧૭માં રશિયામાં પાછા ફરનાર લેનીને ૧૯૧૭ની આખરમાં રશિયાના રાજ્યતંત્રની લગામો હાથમાં લીધાને પૂરાં છ વર્ષ ન થયાં ત્યાં તો લેનીનનું શરીર સાવ નંખાઇ ગયું; લેનીન 'જીવતા શબ' જેવો બની ગયો; લેનીનના જ્ઞાનતંતુઓ પણ એટલા થાકી ગયા કે તેમણે પણ કામ આપવાની ના પાડી. ૧૯૨૧માં એક દિવસ સવારે તે પથારીમાંથી ઉભો થવા ગયો; પણ ઉભો થઇ શક્યો નહિ: બોલવા ગયો પણ બોલી શક્યો નહિ. લેનીનના દાક્તરોએ કહ્યું: 'લેનીનને માનસિક અને શારીરિક પક્ષઘાત થયો છે. લેનીનના મસ્તિષ્કના જ્ઞાનતંતુ તૂટી ગયા છે.' લેનીનને આરામ માટે ગામડામાં લઇ ગયા. લેનીન થોડા માસ ત્યાં રહ્યો ત્યાં તેનો શારીરિક અને માનસિક પક્ષઘાત અદૃશ્ય થવા માંડ્યો. ૧૯૨૨ના પ્રારંભમાં લેનીન વિચારતો બોલતો અને ચાલતો થયો. લેનીનને નવી આશા આવી. લેનીન, તેના દાક્તરોની સલાહને અવગણીને મોસ્કો પાછો આવ્યો; ફરીવાર રાજ્યતંત્રની લગામો હાથમાં લીધી. લેનીન તેની યોજનાઓ અમલમાં મૂકવા પાછળ પાગલ બનીને પરિશ્રમ લેવા લાગ્યો.

પણ એ સ્થિતિ ઝાઝા દિવસ ચાલી નહિ. લેનીનના દાક્તરો, મિત્રો અને સાથીઓની સલાહ અવગણીને લેનીને જે અમર્યાદ માનસિક અને શારીરિક શ્રમ લીધો, તેનું પરિણામ તત્કાળ દેખાયું. લેનીન પાછો બિમાર બની ગયો. ૧૯૨૩ની આખરમાં તે ફરીવાર

જૂના દર્દનાં પંજામાં ફસાયો. ફરીવાર તેને મોસ્કોથી વીશ માઇલ દૂર, ગોરકી નામના ગામડામાં લઇ જવામાં આવ્યો. લેનીનની આ માંદગી એ તેની છેલ્લી માંદગી બની ગઇ. સને ૧૯૨૪ના જાન્યુઆરીની ૨૧મી તારીખની સાંજે લેનીનના દેહનો સંચો ખોટકો ગયો, લેનીયનું હૃદય બંધ પડી ગયું. રશિયાનો ઉદ્ધારક, સામ્યવાદનો સંસ્થાપક, કામદારો અને કૃષિકારોનો તારણહાર લેનીન મૃત્યુ પામ્યો. રશિયાભરની જનતાએ સખ્ત આઘાત સાથે એ શોક–સમાચાર સાંભળ્યા. લેનીનઘેલું રશિયા, પોતાના જીવનમાંથી પ્રિયમાં પ્રિય વસ્તુ ચોરાઇ ગઇ હોય તેમ, લેનીનની પાછળ દિવસો સુધી શોકસાગરમાં ડુબી ગયું.

મોસ્કોના એક અખબારનવેશે લેનીનના મૃત્યુ પછીના મોસ્કોનું બયાન નીચે મુજબ આપ્યું છેઃ 'લેનીનના મૃત્યુના ખબર મોસ્કોમાં પહોંચતાં લેનીનનું ભક્ત મોસ્કો સજ્જડ થઇ ગયું. લેનીનનું શબ ગોરકીથી મોસ્કો આણવામાં આવ્યું. લેનીના શબ–સરઘસમાં દશ લાખ માણસો શામિલ થયા. આખા મોસ્કોએ તેના લેનીનના મૃતદેહની પાછળ ચાલી તેને છેલ્લું અપૂર્વ માન આપ્યું. મોસ્કોના પ્રત્યેક મકાન ઉપર શોકદર્શક વાવટાઓ ચડયા. એ વાવટાઓ ઉપર અનેક પ્રેરક મુદ્રાલેખો કોતરેલા. કેટલાયમાં લખેલું: "લેનીનનું મૃત્યુ થયું. પણ લેનીન અમર છે. લેનીનની ભાવના, લેનીનની સ્થાપેલી સોવીયેટ સરકાર આખી દુનિયા ઉપર વિજય મેળવશે.' કેટલા-યમાં લખેલું 'લેનીન ગયો, પણ તેનો સમાજવાદ અમર છે... લેનીન જાય છે, એટલે તેના પ્રતિનો અમારો પ્રેમ અને ભક્તિ તેના સમાજવાદ ઉપર વરસાવવા અમે સંકલ્પ કરીએ છીએ.' આવા સંકલ્પો કરીને, રશિયાની જનતાએ લેનીનને છેલ્લી વિદાય આપી. અને એ સંકલ્પો એ માત્ર અર્થશૂન્ય સંકલ્પો જ નથી રહ્યા. એ સંકલ્પો સિદ્ધ કરવા રશિયાની જનતા કામે લાગી ગઇ છે.'

લેનીનના મૃત્યુ ઉપર એક મહિનો વીત્યા પછી એ જ અખબારનવેશ નીચે મુજબ લખે છે : ' લેનીનના મૃત્યુ બાદ

તત્કાળ અનેક લેખકોએ લેનીનની જીવનકથાઓ લખી. અનેક સીનેમાકારોએ સીનેમાના પડદા ઉપર લેનીનની જીવનલીલા બતાવી. ગામેગામ લેનીનના જીવનવૃત્તાન્તની પારાયણો થઇ. કોલેજોમાં અને શાળાઓમાં લેનીનના કોમ્યુનીઝમને અભ્યાસના વિષય તરીકે સ્થાન અપાયું. અને સૌથી સંગીન કાર્ય તો એ થયું કે લેનીનના મૃત્યુ પછી એક અઠવાડિયામાં જ, લેનીનના કોમ્યુનીસ્ટ પક્ષમાં નવા સીત્તેર હજાર સભ્યોની ભરતી થઇ. કોમ્યુનીઝમના ઇતિહાસમાં અપૂર્વ એવો જોશ અને એવી નવશક્તિ કોમ્યુનીઝમે લેનીનના મૃત્યુના પરિણામ તરીકે અનુભવ્યાં. જીવતા લેનીન કરતાં મૃત લેનીન વધારે શક્તિશાળી ઠર્યો અને વર્ષો સુધી ઠરશે.'

લેનીનના મૃત્યુ પછી તત્કાળ લેનીનનાં પત્ની, જેણે લેનીનના દેશવટામાં અને રઝળપાટમાં સાથે રહી તેની ભાવનાભક્તિમાં હિસ્સેદારી નોંધાવી છે, જેણે સોવીયેટ સરકારની સ્થાપના થતાં જ પ્રધાનમંડળમાં જવાબદારીભર્યું સ્થાન લીધેલું અને જે આજે પણ શિક્ષણપ્રધાન તરીકે ભાવી રશિયા ઘડવાનું અતિ મહત્ત્વનું કાર્ય કરી રહ્યાં છે તેણે એ વિપ્લવવાદી વીરાંગના ક્રુપ્સકાયાએ નીચેનો સંદેશ બહાર પાડ્યો : 'લેનીનના અનુયાયીઓ, રશિયાના પ્રજાજનો, લેનીનનું સ્મારક કરવા તમે ઇન્તેજાર હો, તો લેનીનને જીન્દગીમાં જે વસ્તુ સૌથી વિશેષ પ્રિય હતી તે કરો. તેણે તેનાં હજારો ભાષણો અને લેખો દ્વારા રશિયાના ઉદ્ધારનો જે માર્ગ બતાવ્યો છે અને જે માર્ગે આખી જીન્દગી તે અવિશ્રાન્તપણે ચાલ્યો છે, તે માર્ગે તમે જોશપૂર્વક કૂચ કરો!'

રશિયાએ એ સન્દેશ બરાબર ઝીલ્યો. લેનીનના મૃત્યુ પછી રશિયાએ લેનીનના દોરેલા માર્ગે કૂચ બરાબર જોશથી જારી રાખી ૧૯૨૭ના નવેમ્બરમાં જ્યારે સોવીયેટ રાજ્યતંત્રની દશમી જન્મગાંઠ ઉજવાઇ, ત્યારે લેનીને આદરેલો અને લેનનીના અનુયાયીઓ અને સાથીઓએ ચાલુ રાખેલો એ પ્રયોગ જોવા જનારા દેશ-

દેશના પ્રવાસીઓએ વિસ્મિત નયનોએ જોયું કે નૂતન રશિયા એ નૂતન જગતની પ્રારંભભૂમિ છે, તેમને લેનીનના સામ્યવાદના પ્રયોગની સફળતાનાં અનેક ચિહ્નો દેખાયાં. તેમણે લેનીનનો જય ગાયો, તેમનાં મુખમાંથી સ્વયં ઉદ્દગાર નીકળી પડયા : 'લેનીન અમર છે!'

લેનીનનાં નશ્વર પરમાણુઓ પંચમહાભૂતમાં મળી ગયાની–લેનીન મૃત્યુ પામ્યાની–સકળ રશિયાને શોકસાગરમાં ડૂબાવી દેનારી એ ઘટના ઉપર આજે પાંચ વર્ષ ચાલ્યાં ગયાં છે : પણુ લેનીનનું નામ નથી ભૂલાયું : ઉલટું તે નામ વધારે ને વધારે યાદ થઇ રહ્યું છે. જીવન્ત લેનીન કરતાં મૃત લેનીન–લેનીનના શબ્દ કરતાં લેનીનના શબ્દનો પડઘો વધારે સામર્થ્યવાન બન્યો છે. રશિયા હજી લેનીનની પાછળ, લેનીનની જીવનફીલ્સુફીની પાછળ, લેનીનના જીવનકાર્યની પાછળ, એટલું જ પાગલ છે. જગતભરનાં સામ્રાજ્યવાદી બળોની સામે ઝઝૂમીને અને રશિયામાં વિધવિધ પક્ષોના વિરોધીઓને નિરપવાદ મહાત કરીને લેનીનના અનુયાયીઓ પોતાના હાથમાં સત્તા સાચવી રહ્યા છે અને પોતાના આદર્શોને સ્થિર ગતિએ સ્થૂલાકાર આપી રહ્યા છે, તેની પાછળ ઉભેલું મોટામાં મોટું પ્રેરણાબળ હજી યે લેનીનનું નામ છે. રશિયા હજી લેનીન માટે અજબ ભક્તિભાવ ધરાવે છે.

રશિયાની પ્રજાએ લેનીનના મૃતદેહને બહુ જતનપૂર્વક સંઘરી રાખ્યો છે, મોસ્કોમાં, ક્રેમ્લીનની સામે જ, 'રેડ સ્કેવર' ઉપર, ભવ્ય સ્મરણગૃહ બાંધી, તેમાં કાચની પેટીમાં લેનીનના મૃતદેહને રાખવામાં આવ્યો છે. લેનીન સૂતો છે. તેણે લશ્કરી પોશાક પહેર્યો છે. તેની છાતી ઉપર 'ઓર્ડર ઓફ ધી રેડ ફ્લેગ'ના ચંદ્રક શોભે છે, તેના જમણા હાથનો મુઠ્ઠો લશ્કરી ઢબે એ ચંદ્રકને અડીને પડયો છે. લેનીનનું મુખ દઢતાથી બીડાયેલું છે, છતાં હોઠ ઉપર સંતોષનું સ્મિત ફરકે છે. લેનીન જાણે મીઠી નીંદ્રા લેતો હોય, અને હમણાં આંખો ઉઘાડી બોલશે, એવું લાગે છે. પ્રતિદિન

રશિયાના ખૂણેખૂણામાંથી હજારો માણુસો 'રેડસ્કેવર'માં આવે છે અને થોડી ક્ષણો સુધી લેનીનના દેહ ઉપર દૃષ્ટિ ઠેરવી, અવનવી પ્રેરણા પામી, અનન્ય કૃતકૃત્યતા અનુભવી પાછાં જાય છે. લેનીનના મૃતદેહને સાચવનાર એ સ્મરણગૃહ રશિયાની જનતાને માટે યાત્રા સ્થાન બની ગયું છે. અનેક પરદેશી પ્રવાસીઓ એ અદ્‌ભુત દૃશ્ય જોઇ, લેનીનની મહત્તા અનુભવી સ્તબ્ધ બની જાય છે. લેનીને રશિયા ઉપર એવો અદ્‌ભૂત પ્રભાવ જમાવ્યો છે. લેનીન મરી નથી ગયો; લેનીન જીવતો છે અને જુગજુગ જીવશે—શ્રીમંતાઇ અને કંગાલીયતના માનવીકૃત ભેદોને મીટાવનાર લેનીન સંસ્થાપિત બોલ્શેવીઝમની ભાવના જ્યાં સુધી જીવશે ત્યાં સુધી જીવશે.

§૧૩

"શિયાળાની એક સવારે સોવિયેટ સરકારના મધ્યસ્થ પ્રધાનમંડળનો એક પ્રધાન મોસ્કોની નજીકના એક ગામડામાં જતો હતો. હું તેની સાથે હતો.'' અમેરીકાના 'નેશન' અખબારે બે વર્ષ પહેલાં (૧૯૨૭: નવેમ્બર) સોવીયેટ રશિયાની દશમી જન્મગાંઠ વેળાએ પ્રગટ કરેલા ખાસ અંકમાં આલ્બર્ટ રીસ વિલ્યમ્સ નામનો વિખ્યાત પ્રવાસી–લેખક તેનાં રશિયાનાં સંસ્મરણો આલેખતાં લખે છે કે: "અમારો માર્ગ બરફથી ઢંકાયેલાં ખેતરોમાં થઇને પસાર થતો હતો. અમે નાની ઘોડાગાડીમાં બેઠા હતા. અમારો ઘોડો જરા તેજીલો હતો, અમારો હાંકનાર પણ થોડો મિજાજી હતો. જૂના ઝારના કાળમાં જમીનદારો જે બેપરવાઇથી ગાડી હાંકતા, તે બેપરવાઇથી જ તે ગાડી હાંકતો હતો. કોઇ કોઇ ખેડૂત સામા મળતા તે દૂર ખસી જઇ તેને માર્ગ કરી આપતા. એવી રીતે એક વૃદ્ધ ખેડૂત સામો મળ્યો. પોતાની મેળે માર્ગમાંથી તે ન ખસ્યો. એટલે અમારો હાંકનાર તપી ગયો.

તેણે હવામાં ચાબુક વીંઝી. ઝાર શાહેનશાહ તેના હજુરીને ફરમાન કરતો હોય તેવી રીતે કહ્યું :

'એ ડોસા, જોતો નથી આ પ્રધાન સાહેબની ગાડી આવે છે ? ચાલ, આઘો ખસી જા !

"કોણ ? પ્રધાન ?' વૃદ્ધ ખેડૂત ખડખડાટ હસ્યો : 'એ ઝાર તો નથી ને ? ઝાર છે ? ઝારને અમે રસ્તો પકડાવ્યો તો આ પ્રધાન તે વળી કોણ ?

"અમારા હાંકનારે તેને ઘણી ગાળો દીધી, ખૂબ ધમકીઓ બતાવી પણ એ બધું નકામું નીવડ્યું.

"પછી અમારા હાંકનારે તેનો અવાજ બદલાવ્યો. વિનવણી કરવા માંડી : 'બાપા, આ ઘોડો સાવ નાનો છે, ગાડીએ જૂતવાને હજી ટેવાયેલો નથી, માટે મારગ નહીં આપો, તો તે બરફમાં ખૂતી જશે. ભાઇસા'બ છોને !'

"દીકરા, એમ કે'ની !' ખંધાઇભર્યાં હાસ્યથી આંખો ચમકાવીને પેલા બુઢ્ઢા ખેડૂતે કહ્યું : 'હવે ઠેકાણે આવ્યો. ઝાર ઉથલી ગયો, તો ય તને અક્કલ ન આવી ?' એમ કહી તેણે અમને રસ્તો આપ્યો. અમે મુંગા મુંગા તેની સામું જોઇ રહ્યા."

સોવીયેટ રશિયા એટલે શું, સોવીયેટ રશિયાનો ખેડૂત એટલે શું, એનો હૂબહૂ ખ્યાલ ઉપરનો ફકરો આપે છે. સોવીયેટ રશિયાના ખેડૂતનો આર્થિક ઉત્કર્ષ થયો છે. તે હલકામાં હલકા અનાજનો રોટલો અને દાળનું પાણી પીને દિવસો વિતાવતો તેને બદલે આજે રોટલા ઉપર માખણ અને બીજા પૌષ્ટિક પદાર્થો પામે છે એટલું જ નહિ, પણ તેનામાં સાચી અસ્મિતા પ્રગટી છે અને તેનામાં રાજકારણી સમજણ પણ આવી છે. લેનીન, રશિયાની પ્રજાનો જે સૌથી મોટો ભાગ ખેડૂત, તેના આર્થિક

અને રાજકારણી ઉત્કર્ષ માટે મરણની ઘડી સુધી અથાક મથ્યો અને આખરે એ ભાવના સિદ્ધ કરી.

રશિયાનો આજનો ખેડૂત ભારે ચકોર છે, તે દરેક વિષયની ઉંડી સમજણ ધરાવે છે, અને તેના રાજકીય હક્કોનો સંપૂર્ણ ભોગવટો કરે છે. ઓકટોબર વિપ્લવ પછી રશિયાના ખેડૂતને રાજકારણનું અને રાજ્યતંત્રનું ખૂબ જ્ઞાન મળ્યું છે. એક પાસ નિરક્ષરતાનો નાશ કરવાને ગામડે ગામડે શાળા ઉઘડતી ગઇ અને બીજી પાસ ખુદ ખેડૂતોનાં જ કોડીબંધ અખબારો શરૂ થયાં, સેંકડો બોલ્શેવીક વ્યાખ્યાનકારો ખેડૂતોને રાજકારણી શિક્ષણ આપવા ગામડાંઓમાં નીકળી પડયા. હજારોની સંખ્યામાં સભાગૃહો અને પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યાં. આજે ઉત્તર રશિયાના પછાત ગામડાંઓમાં કે કોકેસસ પર્વતનાં પ્રદેશમાં–સર્વત્ર એવા ખેડૂતોનાં જુથનાં જુથ મળશે કે જે યુરોપીયન રાજકારણના પ્રશ્નોની ચર્ચા બહુ જ સુન્દર રીતે કરતા હોય છે, જેઓ તેમના પોતાના સોવીયેટ રાજ્યતંત્રમાં અને ઇંગ્લાંડની પાર્લામેન્ટની નવી ચૂંટણીઓમાં બહુ જ સમજણભર્યો રસ લેતા હોય છે. લેનીને કહેલું તેમ, રશિયાનો ખેડૂત કહે છે કે 'સોવીયેટ રાજ્યતંત્રમાં અમે અમારો કારભાર ચલાવતા શીખીએ છીએ.' તેને ખાત્રી થઇ છે કે અત્યારનું રાજ્યતંત્ર તે તેનું પોતાનું છે, પોતે એ રાજ્યતંત્રનું એક અંગ છે, પોતાનો અવાજ તેમાં બરાબર સંભળાય છે, અને પોતે ધારે ત્યારે તે તંત્રને બદલી શકે છે. લેનીન અને તેના સાથીઓએ રશિયાના ખેડૂતમાં એવી નવી અસ્મિતા મૂકી છે કે હવે રશિયામાં ગમે તે આસમાની સુલ્તાની થાય, સોવીયેટ તંત્રમાં ગમે તે પરિવર્તન થાય, પણ રશિયાનો અસ્મિતાવાન, સુશિક્ષિત અને શક્તિવંત ખેડૂત કદિ પણ એ આપખુદ અને જૂલ્મગાર ઝારશાહીને પુનર્જીવન પામવા નહિ દે.

લેનીનના સર્વ સમાનતાના નવા મંત્રે રશિયન નારીની પણ સારી શકલ બદલી નાંખી છે. એ મશહૂર આદર્શવાદી ચાર્લ્સ

ફૌરીઅરે કહેલું કે કોઇ દેશની સંસ્કૃતિનું માપ તે દેશની નારી સમાજમાં અને રાજકારણમાં કયું સ્થાન ધરાવે છે તે ઉપરથી નીકળી શકે. એ કસોટીએ કસતાં, રશિયન નારી યુરોપના કોઇ પણ દેશની નારી કરતાં આજે વધારે હક્કો ભોગવે છે. એ કારણે રશિયા દુનિયાભરમાં સૌથી વિશેષ સંસ્કૃતિવાન દેશ ઠરે છે. ઝારના કાળમાં રશિયન નારીને એકકે સામાજીક કે રાજકારણી હક્ક નહોતા. સ્ત્રી પુરૂષની મિલકત મનાતી. ઓકટોબર વિપ્લવ પછી પુરૂષ જેટલા રાજકારણી હક્કો ભોગવે છે તેટલા જ હક્કો સ્ત્રી ભોગવે છે. રશિયાના કાયદાની સમક્ષ રશિયન પુરૂષ અને સ્ત્રી સમાન છે, અને રશિયામાં જ્યાં જૂઓ ત્યાં, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં, રશિયન નારી રશિયન પુરૂષની સાથે સ્પર્ધા ખેલે છે. રશિયન શાળાઓમાં પુરૂષ-વિદ્યાર્થીઓ જેટલા જ સ્ત્રી-વિદ્યાર્થીઓ છે. રશિયાની કોલેજોમાં સ્ત્રી-વિદ્યાર્થીઓનું પ્રમાણ ૪૦ ટકા છે. કારખાનાંઓમાં, કામદાર મંડળોમાં, ગ્રામ્ય સોવીયેટોમાં, ઠેઠ પ્રધાનમંડળમાં, પુરૂષના જેટલા જ પ્રમાણમાં સ્ત્રીઓએ સ્થાન લઇ લીધું છે. રશિયન નારી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જેટલી સ્વાધીનતા ભોગવે છે તેટલી બીજા કોઇ દેશની નારી હજી નથી ભોગવતી-સર્વ પ્રકારનાં સ્વાતંત્ર્યો ભોગવવામાં સૌથી આગળ વધેલા અમેરીકાની પણ નહિ. રશિયાની નારીનો એ ઉત્કર્ષ એ ઓકટોબર વિપ્લવનું ફળ છે.

ઓકટોબર વિપ્લવના પરિણામ રૂપ સોવીયેટ સરકારની સૌથી ભવ્ય યોજના તે રશિયામાંથી નિરક્ષરતાને રૂખસદ આપવાની યોજના છે. લેનીને પોતે ઘડેલી તે યોજના છે. લેનીનની પોતાની યોજના મુજબ સોવીયેટ રાજ્યતંત્રની દશમી જન્મગાંઠને દિવસે ચાહે તેવો બુઝર્ગ કે બાળક રશિયન-સ્ત્રી કે પુરૂષ-લખી વાંચી જાણતો હોવો જોઇએ. લેનીનના જીવનકાળમાં એ યોજના બહુ જોરથી અમલમાં મૂકી શકાઇ નહિ. કારણ કે ઠેઠ ૧૯૨૧ સુધી તો લેનિનને આંતરિક બળવાઓ અને બાહ્ય આક્રમણો સમાવવા પાછળ જ બધું લક્ષ આપવું પડતું. પણ એ છતાં પણ,

એ દિવસોમાં સંખ્યાબંધ નવી નિશાળો ઉઘાડી અને શિક્ષણ-પ્રચાર એ રાજ્યતંત્રનું સૌથી પ્રથમ કાર્ય બની રહ્યું. ક્રીમીયા જેવા પ્રાન્તમાં ઝારના કાળમાં જ્યાં માત્ર ૧૧ જ નિશાળો હતી ત્યાં લેનીનના કાળમાં એક જ સપાટે નવી ૧૫૦૦ શાળાઓ ઉઘડી. દરેક પ્રાન્તમાં એ જ પ્રમાણમાં નવી શાળાઓની સ્થાપના થઇ. 'આમ વર્ગ અજ્ઞાન રહે એ જ સારૂં, ભણે તો સામો થાય, ભણવાની સગવડ તો ઉમરાવજાદાઓને જ મળવી જોઇએ' એવું જે સૂત્ર ઝારશાહીનું જીવનસૂત્ર હતું, તેને સ્થાને 'રશિયન પ્રજાસત્તાકનો એક પણ પ્રજાજન અજ્ઞાન નહિ રહેવો જોઇએ' એ સૂત્ર સોવીયેટ સરકારનું જીવનસૂત્ર બની રહ્યું. અને પરિણામ એ આવ્યું કે આજે રશિયાનો સાઠ ટકા પ્રજાવર્ગ શિક્ષિત બન્યો છે અને ૧૯૩૨ પહેલાં સોવીયેટ તંત્રના સૂકાનીઓ એ પ્રમાણ સો ટકા સુધી લઇ જવા ચાહે છે.

લેનીને એક વાર રશિયાનું રાજ્યતંત્ર રશિયાના કામદારો અને કૃષિકારોના કબજામાં આણ્યા પછી, તેનું બધું લક્ષ એ પ્રજાસત્તાકના પાયા પાતાળ સુધી ઉંડા નાંખી દેવા પાછળ તેમ જ એ સત્તાને બધી રીતે સુદૃઢ બનાવવા પાછળ એકાગ્ર હતું. લેનીન બરાબર સમજતો હતો કે સોવીયેટ રાજ્યતંત્રની સુદૃઢતા એ રાજ્યતંત્રના અંગભૂત એવા પ્રજાજનોની સજ્ઞાનતા, સંતોષ અને સુખીપણા ઉપર નિર્ભર છે. એટલે જ, લેનીને રશિયન પ્રજાને ઉંચે લેવા, તેના પ્રત્યેક વર્ગમાં તેના લાક્ષણિક ગુણની ખીલાવટ કરવા, સર્વ કોઇને તેમના માનવીય અધિકારોનો ભોગવટો કરવા દેવા, આર્થિક સમાનતાના સિદ્ધાન્તને સ્થૂલાકાર આપવા અનેક અનેક યોજનાઓ કરી, અને તેમને અમલમાં મૂકી. કોઇ પણ રાજ્યતંત્ર, જે પોતાને પ્રજાકીય કહેવડાવતું હોય, જે સાચોસાચ પ્રજા-કલ્યાણ માટે અસ્તિત્વ ભોગવતું હોય, તેને માટે એ બધી યોજનાઓ અનુકરણીય છે. લેનીન, તેના ભાઇ એલેકઝાન્ડરે રશિયાના ઝારને ઠાર કરવાના ગુન્હા બદલ ફાંસીએ ચડીને રશિયાને નામે પ્રાણની ભેટ ધરી તે દિવસથી, ત્રીશ ત્રીશ વર્ષ સુધી, રશિયાના પ્રજા-

વર્ગમાં અસંતોષનો દાવાનળ સળગાવવામાં, ઝારશાહીનું નિકંદન કાઢી નાંખવા સર્વ પ્રકારના હિંસક માર્ગો ખોધવામાં, દરેક જાતની મોરફાડ કરવામાં રચ્યોપચ્યો રહેલો : લેનીને તેની આખી જીન્દગી એ વિનાશક કાર્ય જ કરેલું : એ જ લેનીન, તેના હાથમાં રાજ્યસત્તા આવતાં, એટલે કે તેનું વિનાશક કાર્ય પૂરૂં થતાં, ભવ્ય સર્જન–કાર્યમાં મશગુલ બની શકયો. વિનાશક લેનીન વિધાયક લેનીન બની શકયો અને જગતના ઇતિહાસમાં અપૂર્વ એવું જે વિનાશક કાર્ય તેણે કર્યું તેવું જ અપૂર્વ વિધાયક કાર્ય પણ તેણે કરી બતાવ્યું.

લેનીનનું વિનાશક કાર્ય, જેણે લેનીનના જીવનનાં ત્રીશ વર્ષો લીધાં તે જેટલા વિસ્તારથી અહીં આલેખાયું છે, તેટલા વિસ્તારથી લેનીનનું વિધાયક કાર્ય, જેને લેનીન તેના જીવનના માત્ર છ વર્ષ જ આપી શકયો તે અહીં નથી આપી શકાયું. પણ લેનીનના જીવનને સમજવા ઇચ્છનારાઓએ એ ભવ્ય જીવનની બન્ને બાજુઓ બરાબર સમજવી રહે છે. આદર્શવાદ સૌથી પ્રથમ પોતાના મરણ માટે જમીન તૈયાર કરે છે, એટલે કે વિરોધી તત્ત્વોનો નિર્દયતાપૂર્વક સંહાર કરે છે; પછી જ્યારે એ સંહારકાર્ય પૂરૂં થાય છે, ત્યારે તેનું અદ્‌ભુત સર્જનકાર્ય શરૂ થાય છે. આદર્શવાદીનો એ જીવનક્રમ છે. પણ થોડા જ આદર્શવાદીઓનું જીવનની એ બન્ને મોસમો માણવાનું–સંહારક અને સર્જક બન્ને કાર્યો કરી શકવાનું–સદ્‌ભાગ્ય હોય છે. લેનીન એવો વિરલ સદ્‌ભાગી બની ગયો.

§૧૪

લેનીનનો એક કટ્ટામાં કટ્ટો શત્રુ એમ. એ. લેન્ડો આલ્ડેનો લખે છે : "સરમુખત્યાર (લેનીન) એક વખત તેના મશહૂર ઓરડામાં તેના કામમાં દટાયેલો હતો. લેનીનના અનુ-

યાયીઓ જેને 'અમર મેજ' કહે છે, તેના ઉપર અતિ મહત્ત્વના રાજદ્વારી કાગળો પથરાયેલા હતા. લેનીન ભારે ચિન્તામાં હતો. એ સમયે, દૂરના એક પ્રાંતમાંથી એક ચિંથરામાં વીંટળાયેલો કામદાર એક નાની, નજીવી ફરિયાદ કરવા લેનીનની પાસે ગયો. મેં માનેલું કે તે હતાશ થઇને, લેનીનને ગાળો દેતો પાછો ફરશે. એટલે તે કામદાર પાછો ફરે તેની રાહ જોઇને હું ઉભો હતો. તે લેનીનની મુલાકાત લઇને પાછો ફર્યો. મેં જોયું કે તે હર્ષાવેશમાં પાગલ બનીને પાછો ફર્યો હતો. તે નાચતો ને કુદતો પાછો દોડયો આવતો હતો. તેની આંખોમાં મસ્તી ઉભરાતી હતી. તેની સાનદારી કોણ જાણે કયાં ચાલી ગઇ હતી. તે સાવ ફરી ગયો હતો.

"મેં એને પૂછયું: 'શું વાતો કરી?' પણ તેની મસ્તી ઓછી જ થતી નહોતી. તે ફરી ફરીને એક જ વાત બોલતો હતો: 'ઓ! એ જ સાચો માણસ છે! એને માટે તો હું મારો જાન કાઢી આપું. આજથી મારો નવો અવતાર શરૂ થાય છે. અહો! આપણો ઝાર આવો હોત તો?........'

"તે શાંત પડયો, ત્યારે મેં તેને ફરીને પૂછયું: પણ તને તેણે શું કહ્યું તે તો કહે!' તે કામદારે ફરીને પણ એવો ને એવો અર્થહીન જવાબ આપ્યો: 'અરે, લેનીને મને કહ્યું કે આ બધું તમારૂં જ છે. તમને ગમે તે તમે લઇ શકો છો. આખું રશિયા હવે કામદારો અને કૃષિકારોની મિલકત છે. પણ એટલું ધ્યાનમાં રાખજે: અમારા સિવાય કોઇમાં ઇતબાર મૂકીશ મા. અમારા સિવાય તમારા કોઇ મિત્રો નથી. અમે એક જ તમારા સાચા મિત્રો છીએ.'

"રશિયાના કામદારોએ આવાં વચનો અનેક વિપ્લવવાદીઓને મુખેથી અનેક વખત સાંભળ્યાં હતાં. પણ ત્યારે કોઇ કામદારને મેં આની માફક ગાંડા બનતા નહોતા જોયા. આવાં જ હજાર વખત બોલાયેલાં વચનો જ્યારે લેનીન બોલતો, ત્યારે તેના સાંભળનાર ઉપર કોઇ અવર્ણનીય પ્રભાવ પડતો."

લેનીનનું વ્યક્તિત્વ એવું સર્વવિજયી હતું. લેનીનની હાજરીમાં ઉભનાર અને લેનીનનાં મુખનાં થોડાં વચનો સાંભળનાર તેનો ગમે તેવો વિરોધી પણ તેનો પ્રશંસક બની જતો. લેનીનમાં એવું કોઇ અનેરું જાદુ હતું. પોતાના સૂત્રોમાં, પોતાના વચનોમાં, પોતાના કાર્યોમાં લેનીનને એવો અચલાયમાન વિશ્વાસ હતો કે લેનીનની સમક્ષ આવનાર ગમે તેવા આદમીમાં તે વિશ્વાસનાં તત્ત્વો ઉંડાં ઉતરી જતાં. રશિયાભરના ખેડૂતો, કામદારો, સુશિક્ષિતો, વિરોધીઓ–એ સર્વ ઉપર લેનીનનો એટલો અજબ પ્રભાવ હતો એ કારણે જ લેનીન નૂતન રશિયા સર્જી શક્યો.

લેનીનને પરાજયે કદિ નિરાશ નથી બનાવ્યો કે વિજયે કદિ ઉન્મત્ત નથી બનાવ્યો. તે ઇતિહાસના પ્રવાહના પ્રગતિક્રમના ધ્યેય તરીકે જનસમૂદાયના સામ્રાજ્યમાં (The Empire of the Impersonal Massમાં) માનતો હતો; અને 'એ જનસમૂદાયનું સામ્રાજ્ય' તેના પોતાના જીવનકાળમાં જ રશિયામાં ઉપસ્થિત થયેલી પરિસ્થિતિને પરિણામે રશિયામાં સ્થપાવાનું જ છે: એવી તેની અચૂક ગણતરી હતી. એટલે જ્યારે ઝારશાહીનો અંત આવ્યો, જ્યારે સમાધાનવાદીઓના સંમિશ્ર પ્રધાનમંડળને રૂખસદ લેવી પડી, અને જ્યારે લેનીનના હાથમાં રાજ્યતંત્ર આવ્યું, ત્યારે લેનીન, કશો જ અસામાન્ય બનાવ ન બન્યો હોય તેમ, પોતે રશિયામાંથી હદપારી ભોગવતી વખતે જે સ્વસ્થાતાથી કામ કર્યે જતો હતો તે જ સ્વસ્થાતાથી, રાજ્ય ચલાવવા લાગી ગયો. સત્તર વર્ષની ઉમરે, તેના ભાઇ એલેક્ઝાંડરને ફાંસી અપાઇ ત્યારે, 'એ સાચો માર્ગ નથી, સાચો માર્ગ બીજો જ છે' એ વચનો સાથે તેણે ઝારશાહીને ઉથલાવી નાંખવાના શપથ લીધા, ત્યારથી તેની બધી પ્રવૃત્તિઓનો દોર સત્તા–રાજ્યસત્તા–હાથ કરવાનો હતો. અને જ્યારે સત્તા હાથમાં આવી, ત્યારે તે, તેના ધ્યેયની સિદ્ધિને અર્થે તેનો બરાબર ઉપયોગ કરવા લાગી ગયો. બોલ્શેવીકોના હાથમાં સત્તાની લગામ આવી છે, લેનીન સરમુખત્યાર બન્યો છે એવી જાહેરાત હજી રશિયાના દૂર

દૂરના ખૂણાઓમાં પહોંચી નહોતી, હજી રશિયામાં અંધાધુંધી અને અરાજકતાનું વાતાવરણ વર્તતું હતું, ત્યાં તો લેનીને રાજમહેલના મુખ્ય પ્રધાનના ખંડમાં બેસી ટેલીફોન હાથમાં લીધો અને સૌથી પ્રથમ લશ્કરના અમલદારોને હુકમ આપવા માંડયા. લેનીને એક દૂરના કિલ્લાના લશ્કરી અમલદારને ફરમાવ્યું :

‘ લશ્કર અને નૌકાસૈન્ય અમને સોંપી દેવાનો તમને હુકમ મળી ગયો છે કે નહિ ? ’

‘ હા. ’

‘ તમારી પાસે કેટલા સિપાઇઓ છે ? અમારે જેટલા મળી શકે તેટલા સિપાઇઓની જરૂર છે. પણ જે સિપાઇઓ કશી જ શરત વિના અમને વફાદાર રહી શકે તે જ સિપાઇઓ જોઇએ. ’

‘ આશરે પાંચ હજાર. ’

‘ તેઓ કયારે કૂચને માટે તૈયાર થઇ શકે ? ’

‘ બહુ તો, ચોવીશ કલાકમાં. ’

‘ તમે તેમને માટે મોદીખાનાની બધી જરૂરી સગવડો કરી લ્યો છો ? ’

‘ હા. ’

‘ ઠીક, એ આખી ટુકડીને તૈયાર કરો અને કૂચ માટે તત્કાળ હુકમ આપો. ’

લેનીન એ રીતે શાસન કરતો, એ રીતે ફરમાન આપતો. ઉપરીપણાનો કશો જ દેખાવ નહિ, વાતચીતમાં એક પણ વધારાનો શબ્દ નહિ, અવાજમાં વિજયની ઝીણી સરખી પણ ધ્રૂજારી નહિ. તે ગણિતશાસ્ત્રીની ચોક્કસાઇથી, ચોક્કસ અવાજે, ચોક્કસ હેતુને માટે, સાદા, સીધા, ચોક્કસ શબ્દોમાં જ વાત કરતો. લેનીનના હાથમાં જ્યારે સત્તા આવી ત્યારે ચોમેર અંધાધુંધી હતી, પ્રાન્તો પ્રાન્તો વચ્ચે કશો સંબંધ નહોતો, રીતસરનું

વ્યવસ્થિત અમલદાર મંડળ નહોતું, કશું લશ્કર નહોતું, નાણાં નહોતાં, રાજ્યનું નાવ કશી જ નેમ વિના અને કશો જ માર્ગ આંકયા વિના મધદરિયે હાલકલોલક સ્થિતિમાં ગોથાં ખાઇ રહ્યું હતું. એવે લેનીને હાથમાં સત્તા લીધી, અને દૂર દૂરની દીવાદાંડીમાંથી નૌકાને માર્ગ દેખાડનારા કિરણો છૂટે અને નૌકાને સલામત માર્ગે દોરી જાય તેમ, લેનીને અદ્દભુત ચોકસાઇથી હુકમો આપવા માંડયા, એકાએક અવ્યવસ્થામાંથી સુવ્યવસ્થિત નવું શાસનતંત્ર ઉભું થયું, લેનીન તેના મોખરે ઉભો અને રશિયામાં નવસર્જન શરૂ થયું. લેનીને એ રીતે ઝારશાહીના ખંડીયેરો ઉપર, અદ્દભુત, અનન્ય, ભવ્ય, નૂતન રશિયાનું વિધાન કર્યું.

અને લેનીન એ કટ્ટર સામ્યવાદી ક્રાન્તિકાર દોરા કાપ્લાનની ગોળીથી જખ્મી થયા પછી થોડા મહિના રીબાઇને મરણ પામ્યો ત્યાં સુધી, એ છેલ્લી ઘડી સુધી, તેના વિરોધીઓના કે અનુયાયીઓના વિચારની પરવા કર્યા વિના, તેણે નક્કી કરેલા માર્ગે, તેની આંખ સમક્ષ ધ્રૂવતારકની જેમ રહેતા તેના ધ્યેયની સિદ્ધિને માટે જ મથ્યો. તેણે સુમધુર, સુકોમલ, કાવ્યમય ઊર્મિલતાને જીન્દગીમાં કદિ સ્થાન આપ્યું જ નહોતું; અને સરમુખત્યાર બન્યા પછી તો તેણે નિર્દય, નઠોર, હૃદયહીન કાર્યકર બનીને જ સૌને સખ્ત આંચકાઓ આપવા માંડયા. અને તેવા વિપરીત સંજોગોમાં પણ તે તેનો દોર કદિ ચૂકતો નહિ. તેના હાથમાંથી સત્તા આજે ચાલી જશે કે કાલે ચાલી જશે એવી સ્થિતિમાં યે તે યોગેશ્વરીની સ્વસ્વતાથી તેનુ દૈનિક કાર્ય કરે જતો.

૧૯૨૧માં, જ્યારે મોસ્કોમાં બળવો મંડાયો હતો, જ્યારે લેનીનનો પક્ષ સત્તાભ્રષ્ટ થવાની પળે પળે ભીતી લાગતી હતી, ત્યારે પણ, લેનીન તો, રાજ્યતંત્રની બીજાને ઝીણી લાગતી વિગતો ઉપર એકાગ્ર બની એ પરત્વેના હુકમો આપવામાં જ મશગુલ હતો. એવી એ કટાકટીની પળે, લેનીને પોતાને હાથે હુકમ લખેલો :

'ગોર્કી અને સીજાનોવાના (બે ગામડાનાં) ખેડૂતોને તત્કાળ વીજળીની બત્તીઓ મળે એવી વ્યવસ્થા કરો.' લેનીનનાં હાથમાં રાજ્યતંત્રની લગામો આવ્યા પછી લેનીનનો બધો વખત આવા હુકમો લખવામાં જ ગયો છે. કટાકટીની ઘડીઓમાં પણ જ્યારે તે 'બે નાના ગામડાંના ખેડૂતોને તત્કાળ વીજળીની બત્તીઓ આપવાના હુકમો' લખતો, ત્યારે તેના સાથીઓ અને અનુયાયીઓ આશ્ચર્યચકિત થઇ જતા. પણ લેનીન કહેતોઃ 'બોલ્શેવીઝમના સમર્થનના હજાર ઠરાવ કરતાં, મારો આ એક હુકમ બોલ્શેવીઝમને વધારે બળ આપે છે. હું સાચે જ માર્ગે છું.'

લેનીન તેના ધ્યેયને સદા નજર આગળ રાખી, સંજોગો જોઇને જ દાવ નાંખતો. તેને પાછા પગલાં ભરતાં કદિ સંકોચ થતો નહિ, તેને કાર્યદિશા બદલતા કદિ આંચકો લાગતો નહિ. જે જનતાના કલ્યાણને માટે તેણે સરમુખત્યારનું પદ મેળવેલું તે જનતાને–રશિયાના કામદારો અને કૃષિકારોને–વધારેમાં વધારે સુખશાન્તિ સાંપડે તે માટે તે ઘડીના છઠ્ઠા ભાગમાં તેના સુકાનની દિશા બદલી નાંખતો. લેનીનનો પક્ષ સત્તાધીશ બન્યા પછી, જ્યારે રશિયામાં ભયંકર દુષ્કાળ પડયો, અને ભૂખે મરતાં ખેડૂતોએ લેનીનના સામ્યવાદના સિદ્ધાન્તો સામે બળવો માંડયો, ત્યારે લેનીને તત્કાળ, તેનો માર્ગ બદલી નાંખ્યોઃ તેણે નવી આર્થિક શાસન પદ્ધતિ અમલમાં મૂકી. એ નવી નીતિ અમલમાં આવતાં તેના અનેક અનુયાયીઓમાં ઉગ્ર અસંતોષ પ્રગટયોઃ તેમણે જાહેર રીતે કહેવા માંડયું કે લેનીન બોલ્શેવીઝમના સિદ્ધાંતોનો લોપ કરે છે.

પણ લેનીન એ બધું સાંભળી માત્ર હસતો. લેનીને આ નવી નીતિ અમલમાં મૂકી તેને પરિણામે દોરા કાપ્લાને તેના ઉપર જીવલેણ ગોળીબહાર કર્યો. લેનીન ઉપર આગળ આવી જ રીતે ત્રણ વખત હુમલા થયેલા. એટલે એ ત્રણ હુમલા વખતે લેનીન જેવો અડગ રહેલો તેવો જ અડગ આ ચોથા હુમલા વખતે પણ રહ્યો. પણ દોરાનો આ હુમલો ઘાતક

નીવડયો. એ હુમલા પછી લેનીનની શક્તિઓ સરી જવા માંડી. લેનીનને તેનું મૃત્યુ નજીક દેખાયું. એટલે લેનીને બોલ્શેવીક પક્ષની સત્તાના પાયા કોઇથી ન ઉખડી શકે એવા સુદૃઢ કરવાને તેની નવી નીતિને માર્ગે આગળ પગલાં ભરવાં માંડયાં. લેનીને 'ખાનગી મિલકત'ના હક્કો અમુક રીતે પાછા આપવા માંડયા. તેણે પરદેશી વેપારી મંડળીઓને છૂટછાટ તેમ જ સલામતીની ખોળાધરી આપીને વસાવવા માંડી. તેણે ચલણને સુવ્યવસ્થિત કર્યું. તેણે અમેરીકા અને જર્મનીથી ઇજનેરો અને બીજા નિષ્ણાતો બોલાવ્યા. તેણે ખેતરોમાં યંત્રો દાખલ કર્યાં. તેણે આખા રશિયામાં વીજળીક રોશની પ્રગટાવી દીધી. તેણે યંત્રોના પ્રચાર માટે એક નવું જ ખાતું ઉઘાડયુ. તેણે સમયનો અને સાધનોનો વધારેમાં વધારે ઉપયોગ કરવાનો ખેડૂતોને બોધ આપવા એક મંડળ સ્થાપ્યું.

આમ, મરતાં મરતાં લેનીને રશિયાની પ્રજાને જગતનુ સન્માન ધરાવવી, જગતની બળવાન પ્રજાઓમાં સમોવડ તરીકે લેખાતી પ્રજા બનાવવા બધા માર્ગોનો ઉપયોગ કર્યો. લેનીને ગઇ કાલે મધ્યકાલીન ઝારશાહીના અંધકારયુગમાં સડતી રશિયન પ્રજાને આજે યુરોપ અને અમેરીકાના છેલ્લામાં છેલ્લા અદ્યતન વિચારો અને આચારો, સાધનો અને સામગ્રીઓ વસાવતી નૂતન પ્રજા બનાવી દીધી. લેનીનના આ કાર્ય માટે તેને તેની શાસન-પદ્ધતિમાં કેટલીય વાર પલટા લેવા પડયા. જગતે વિચાર્યું કે લેનીન મુડીવાદી બને છે, સામ્યવાદને પરહરે છે. પણ લેનીન તો ધ્યેયને નજર આગળ રાખીને, ચુસ્ત ધ્યેયવાદી તરીકે, તેની પાસેના મનુષ્યોનું માનસ અને સ્થિતિ સંજોગો જોઇને જ એ પલટા લેતો અને અડગ શ્રદ્ધાપૂર્વક કહેતો: 'આજ માર્ગે ધ્યેય તરફ વધારે ઝડપથી જઇ શકાશે.' લેનીને તેની ધ્યેયસાધનામાં સાધનો પરત્વે કદિ ચિન્તા કરી જ નહિ. જે સાધનો, જે માર્ગો, તેને તેના આદર્શની સ્વપ્નભૂમિ તરફ લઇ જનારા તેને લાગ્યા તેનો તેણે નિઃસંકોચ ઉપયોગ કર્યો.

લેનીન જાણે નિર્દયતાનો અવતાર હતો. તેના રાજદ્વારી વિરોધીઓ પ્રતિ તે કદિ દયા નહીં બતાવતો. તેના હૃદયમાં ઉર્મિલતાનો ગુપ્ત પ્રવાહ વહેતો હતો; તે જનતાના દુઃખ અને માનવીકૃત અસમાનતા ન સહી શકતો; માલેતુજારોની મહેલાતો અને મીસ્કીનોની મઢુલીઓ જોઇ તેના હૃદયમાં ભાલું ભોંકાતું; પણ તે બધી હૃદયવેદનાને તે હૃદયની ગૂહામાં જ સંતાડી રાખતો અને એ સંચિત વેદનામાંથી પ્રગટતો રોષ ને આગ તે તેના કાર્યોમાં રેડતો. નિષ્ઠુર બની, લાગણીઓને કચરી નાંખી, જે સમાજરચના આ બધી અસમાનતાને જન્મ આપે છે તેને સંહારવા તે તેની કલમ, તેની જીવ્હા તેના હાથપગ, અને તેની બુદ્ધિશક્તિનો અથાક ઉપયોગ કરતો, તેના માર્ગમાં જે આડે આવે તેને તે નિર્દયપણે ઉખેડી નાંખતો. તે કહેતો: 'તમે સાચેસાચ એમ માનો છો કે તમે મરણિયા સંગ્રામ વિના તમારા શત્રુઓને મ્હાત કરી શકવાના છો? એમ માનવું એ ભ્રમણા છે, એ ન માફ કરી શકાય એવી નિર્બળતા છે, તમે દયાની સહેજ પણ લાગણી બતાવો છો અને તમારા શત્રુઓ તમારા ઉપર સવાર થઇ જાય છે.' લેનીને એક વખત ગોર્કીને કહેલું: 'અમે માનવતા અને દયાના દેવદેવીઓની આરાધનામાં રોકાયા હોત, તો કદિ પણ અમારો વિપ્લવ સફળ ન જ થયો હોત. આવી અવ્યવસ્થા અને અસમાનતાથી છિન્નભિન્ન થઇ ગયેલી આજની દુનિયામાં માનવતાની સુકુમાર લાગણીઓ કેમ ચાલી શકે? અમે એવી માનવતામાં નથી માનતા. માફ કરજે ગોર્કી, હું તેને નામર્દાઇ કહું છું. અમારૂં નિશાન શું છે તે અમે જાણીએ છીએ, અને અમે જેને સત્ય માનીએ છીએ તેને સિદ્ધ કરતાં અમને કોઇ રોકી શકશે નહીં.' લેનીનને જ્યારે તેની પત્ની ફાંસીએ ચડવા જતા માણસો પ્રતિ દયા કરવા વિનવતી, ત્યારે પણ લેનીન એક જ ક્રુર જવાબ આપતો-લેનીન તેની જીવનભરની સહચારિણીને પણ કહી દેતો: 'નહીં, હું તારી વિનવણીઓ સાંભળવાનો નથી. તારાં બધાં કાલાવાલાં વૃથા છે.'

લેનીન તેના પ્રતિસ્પર્ધીઓ, વિરોધીઓ કે શત્રુઓ ઉપર નબળો હલ્લો કરવામાં માનતો જ નહીં: એક જ સપાટે તેમને જમીનદોસ્ત કરવા પાછળ બધી શક્તિઓ એકાગ્ર કરવામાં જ તે માનતો અને તેમને જમીનદોસ્ત કર્યા પછી જ જંપતો. હળવો હલ્લો કરવો, ધીમે ધીમે પગલાં ભરવાં–એ વસ્તુ તેના સ્વભાવમાં નહોતી. શત્રુને જ્યાં સુધી તે મરણોન્મુખ ન જોતો, ત્યાં સુધી તે શાન્તિ અનુભવી શકતો નહિ. જે સંસ્થાના નાશ માટે તે આખી જીન્દગી ઝઝૂમ્યો, તે સંસ્થાનું આપખુદ ઝારશાહીનું–આ પૃથ્વી ઉપર નામ નિશાન નહીં રહેવું જોઇએ, એવા તેના દૃઢ નિશ્ચયને પરિણામે જ, તેના હાથમાં સત્તા આવ્યા પછી, તે સંસ્થાના છેલ્લા પ્રતિનિધિને—છેલ્લા ઝાર અને તેના કુટુંબને—૧૯૧૮ના જુલાઇની ૧૬મી તારીખે ઠાર કરવામાં આવેલાં. લેનીને ઝારશાહીના છેલ્લા પ્રતિનિધિનો એ રીતે અંત આણ્યો–અને જંપ અનુભવ્યો.

લેનીનનું અજબ વ્યક્તિત્વ, લેનીનની અદ્ભુત શાસનશક્તિ, લેનીનની શત્રુઓને નિર્દયતાપૂર્વક સંહારવાની જીવનશીલસુરી: આ ત્રણે વિશિષ્ટતાઓમાં લેનીનની લોખંડી ઇચ્છાશક્તિનો ઉમેરો થતો અને લેનીન અજેય અને સર્વવિજયી બની રહેતો. લેનીન માનતો કશું જ અશક્ય નથી. તેના સાથીઓ કે અનુયાયીઓમાંથી કોઇના મુખમાંથી ‘અશક્ય’ કે ‘અસંભવિત’ શબ્દોનું ઉચ્ચારણ થતું, ત્યારે લેનીન ખડખડાટ હસતો. દૃઢ ઇચ્છા, એટલી જ દૃઢ વ્યવસ્થા, અને અથાક ઉદ્યોગ–એની પાસે કોઇ વસ્તુ અશક્ય નથી, એમ લેનીન બોધતો અને આચરી બતાવતો. એ લોખંડી ઇચ્છાશક્તિએ રશિયાને એક જ રાત્રિમાં સૈકાની મજલ કરાવી દીધી. ઝારશાહી, મધ્યકાલિન વાતાવરણ, ઝાર એટલે ઇશ્વરનો પ્રતિનિધિ–એ સ્થિતિમાંથી, લેનીને, માનવ માત્રની સમાનતા, કામદારો અને કૃષિકારોનું રાજ્ય અને અદ્યતનમાં અદ્યતન સાધન સામગ્રીનો ઉપયોગ–એવી સ્થિતિ સર્જી: લેનીને જગતને પ્રેરણાદાયી નૂતન રશિયાને અસ્તિત્વમાં આણ્યું.

આ બધી વિશિષ્ટતાઓને બળે લેનીન એ એવો પુરૂષ બની ગયો કે જેના વચને તેર કરોડ પ્રજાજનોના દેશ રશિયાના 'માનસ અને મુખ'નું પલક માત્રમાં રૂપાન્તર કરી નાંખ્યું. લેનીને ઇશ્વરના અસ્તિત્વનો ઇન્કાર કર્યો. લેનીને આ સ્થૂળ દેહની ઇન્દ્રિયોથી જે પામી ન શકાય એવી કોઇ પણ વસ્તુમાં માનવાની ના પાડી. તેણે ધર્મ, કલા, સંસ્કૃતિ–એ બધી શબ્દજાળને પીડિતોને પીડિત જ રાખવાનું અને શ્રીમંતોની જાહોજલાલી જાળવી રાખવાનું પ્રચારકાર્ય કહ્યું. તેણે ઉર્મિવશતાને નિર્બળતાના રોગ તરીકે ઓળખાવી. તેણે 'અલૌકિકતાના પ્રેમ'ને મુર્ખાઇની પરિસીમા કહી. તેણે પ્રેમ, દયા, માનવતાને ત્યાજ્ય વસ્તુઓ લેખી. તેણે શત્રુઓ પ્રતિ ધિક્કાર બોધ્યો. તેણે જીન્દગી, દેશ અને દુનિયાની સર્વ સમસ્યાઓને એક જટિલ આર્થિક સમસ્યા જ કહી. અને આ બધી માન્યતાઓને આચરણમાં મૂકીને જ, તેણે નૂતન રશિયા સર્જ્યું.

## §૧૫

ઇતિહાસના તખ્ત ઉપર એક એકથી ચડી જાય એવા અનેક નરપુંગવોએ જીવનલીલા ખેલી છે. પણ લેનીન એ એવો પુરૂષ છે કે જેની સમસ્ત માનવજાતની આજસુધીની તવારીખમાં જોડ નથી. જેમ લેનીન–સ્થાપિત બોલ્શેવીઝમ એ જગતભરમાં અજોડ વસ્તુ છે, તેમ એ બોલ્શેવીઝમનો સંસ્થાપક લેનીન એ પણ એવી જ વસ્તુ છે. લેનીનનો ઉપયોગવાદ, લેનીનની ધ્યેયાસક્તિ, લેનીનની વિચારશક્તિ : એ બધું અજોડ છે.

એટલે અજોડ એવા લેનીનની મહત્તા માપવાનાં માપ પણ જૂદાં જ યોજવાની જરૂરત રહે છે. પ્રથમ તો, કોઇ મહાપુરૂષની આપણી કલ્પનાની મૂર્તિ કરતાં લેનીનની સ્થૂલ મૂર્તિ એકદમ જૂદી પડી જાય છે. લેનીનના સાથીઓ કહે છે કે લેનીનનો

દેખાવ રશિયાના સામાન્ય ખેડૂત જેવો હતો—રશિયાના કોઇ ગામની બજારમાં ચાલ્યા જતા માણસોમાંથી પ્રત્યેક દસમો માણસ તમને લેનીન જેવો જ લાગે. લેનીનના ચહેરા ઉપર એક પણ અસામાન્ય લક્ષણ નહોતું. ઓકટોબર વિપ્લવ પછી, કલમ, પીંછી કે ટાંકણાથી લેનીનની પ્રતિકૃતિ ઉતારી લેવા અનેક કલમ-કસો, કલાકારો અને શિલ્પાચાર્યો દૂર દૂરના દેશથી આવતા. પણ સાદા કપડાંની માથા ઉપર જેમ તેમ નાંખેલી ટોપી, અને ગામ-ડીયા ખેડૂતની જેમ શણના પાટલુનના ખીસામાં હાથ નાંખીને ઉભેલા સાવ સામાન્ય લાગતા લેનીનને જોઇ તેઓ નિરાશ થઇ જતા. પણ એ છતાં, લેનીન જ્યારે તેની નાની ઝીણી, ઉંડી, આસમાની આંખો તેમના તરફ ફેરવતો, ત્યારે તેઓ નૂતન રશિ-યાના વિધાતા લેનીનના સાન્નિધ્યમાં હોય તેમ તેમને લાગતું. લેનીનનો બધો પ્રભાવ તેની એ આંખોમાં વ્યકત થતો.

લેનીનનો સામાન્ય દેખાવ જેટલો અનાકર્ષક હતો, તેટલી જ અનાકર્ષક તેની વાણી હતી. લેનિન કદિ સારો વકતા નહોતો. લેનીનનો અવાજ ઘોઘરો હતો. તે કદિ શબ્દોની પસંદગી કરતો નહીં. તે કદિ ઉપમા, રૂપક કે કલ્પનાઓનો ઉપયોગ કરતો નહિ, તે સદા સાદી સીધી વાત જ કરતો. રેની ફુલોપ મીલર નામનો વિખ્યાત જર્મન લેખક જેને ‘ A volcano of cold thought and a genius of icy fire ’ કહે છે એવો લેનીન જ્યારે બોલતો, ત્યારે જાણે તેના મુખમાંથી વિપ્લવવાદી વિચારો તોપના ગોળાની જેમ છૂટતા. લેનીનના એ સામર્થ્યે જ રશિયાના તેર કરોડ પ્રજાસમૂહને કટ્ટર વિપ્લવવાદી બનાવ્યા અને દુનિયાના ઇતિહાસમાં સામ્યવાદને સિદ્ધ વસ્તુ તરીકે મુકરર સ્થાને સ્થાપી.

લેનીનને મન મુખથી ઉચ્ચારાતો તે કલમથી લખાતો શબ્દ એ કાર્યનું જ એક રૂપ હતું. એટલે જ તે શબ્દના ઉચ્ચાર-ણની પાછળ કાર્યના જેટલું જ બળ મૂકતો. વિપ્લવો અને ક્રાન્તિઓ માત્ર કાગળ ઉપર ઠરાવો રૂપે નહીં રહેવાં જોઇએ,

પણ તેનું કાર્યમાં રૂપાન્તર થવું જોઇએ–એ લેનીનનો ધ્યેય-મંત્ર હતો. એટલે જ લેનીન ગમે તેવાં મહત્ત્વનાં સૂત્રો–સિદ્ધાન્તો કરતાં નાનામાં નાના એક અમલી કાર્યને વધારે મહત્ત્વનું લેખતો.

ગોર્કી કહે છે કે તલ્વારની ધાર સમી તીક્ષ્ણ લેનીનની બુદ્ધિ હતી. એ બુદ્ધિએ એ બધી વસ્તુ તપાસતો. એ બુદ્ધિની સહાયથી તેણે તેના જીવનસિદ્ધાન્તો બાંધ્યા હતા. એક બુદ્ધિનું જ સાહચર્ય સ્વીકારનાર લેનીન આદર્શદ્રષ્ટાની કોઇ અજબ શ્રદ્ધાપૂર્વક એવી માન્યતા ધરાવતો થયેલો કે આ પૃથ્વી ઉપર ન્યાય અને સમાનતાની સ્થાપના કરવી એ શક્ય વસ્તુ છે. લેનીનને જુવાન ક્રાન્તિકારીના ઉત્સાહથી એ માન્યતાને સિદ્ધ કરવા જીન્દગીભર મહેનત કરી. તેના ધ્યેયની સાથે–પૃથ્વી ઉપર ન્યાય અને સમાનતાની સ્થાપના કરવાના ધ્યેયની સાથે–જે વસ્તુને સીધો સંબંધ ન હોય એવી એક પણ વસ્તુમાં તેણે લગીર પણ રસ ન લીધો. ભાવનાઘેલા માણસની જેમ, તેની કલ્પનાની આદર્શસૃષ્ટિને આ પૃથ્વી ઉપર અવતારવામાં જ તેને જીન્દગીની સર્વોપરિ મજા જોઇ. તેને તેના ધ્યેયની સત્યતામાં એટલો બધો વિશ્વાસ હતો કે તેને કોઇ દિવસ કોઇ પ્રકારની આશંકાએ, નિરાશાએ કે મનોમન્થને સતાવ્યો નહીં. તે એકાગ્ર બનીને, તેનું ધ્યેય પાર પાડવા પાછળ જ મંડયો– અને તે પાર પડયું.

લેનીનના મૃત્યુ પછી, થોડા વખત પછી, સકળ માનવજાતની દૃષ્ટિએ લેનીનના જીવનમાંથી અને લેનીનનાં કાર્યોમાંથી મહત્ત્વની ઘટનાઓ જૂદી તારવવા મોસ્કોમાં વિદ્વાન પુરૂષોની એક સમિતિ નીમાઇ હતી. તેણે સોવીયેટ સરકારના દફતરખાનાનાં દફતરે દફતર ચૂથ્યાં, દસ્તાવેજે દસ્તાવેજ જોયા, લેનીનના અક્ષરોમાં લખેલા તમામ કાગળો વાંચ્યા, લેનીનના સાથીઓ અને અનુગામીઓમાંથી અગ્રેસરોની જુબાનીઓ લીધી: પણ જેને જગત સમક્ષ લેનીનના જીવનની મહત્ત્વની ઘટના તરીકે મૂકી શકાય એવી એક પણ વસ્તુ હાથ ન લાગી. 'ઇંગ્લાંડની સાથે આ રીતે વર્તજો, જર્મનીની

આ માગણીનો સ્વીકાર કરજો, તે કામદાર બાઇને ત્રણ બાળક હોઇને ચાર શેર અનાજ વધારે આપજો, તે કારખાનાંના કામદારોને સારો ખોરાક કેમ મળ્યો નથી તેની તત્કાળ તપાસ કરો, તે ગામનાં ખેડૂતોને તત્કાળ ખેતી માટે મોટરો અપાવી દો, ગોર્કી ગામમાં તત્કાળ વીજળીની બત્તીનો પ્રબંધ કરો,–આ પ્રકારનાં જ લેનીનનાં સૌથી મહત્ત્વનાં ઉચ્ચારણો નીકળ્યાં. અને છેવટે એ સમિતિએ નિર્ણય બાંધ્યો કે આવાં ઉચ્ચારણોમાં જ લેનીનની મહત્તાનું સાચુ રહસ્ય રહેલું છે. લેનીનનું જીવન, એ રીતે, બીજાને નજીવાં લાગે એવાં નાનાં નાનાં કાર્યો દ્વારા આદર્શસૃષ્ટિના સર્જનાર તરીકે આદર્શભોમનાં સ્વપ્ન–દ્રષ્ટાઓએ સદા નજર સન્મુખ રાખવા જેવું છે. કારીગર પોતાના નકશા મુજબ, એક પછી એક ઈંટ મૂકીને, પોતાની મહેલાત ચણે, તેમ, એક પછી એક કાર્ય દ્વારા પોતાની આદર્શસૃષ્ટિ સર્જનાર લેનીન ઇતિહાસમાં અજોડ છે.

પશ્ચિમના સામ્યવાદ મુજબ–સામ્યવાદની ગીતા સમા જેના અમર પુસ્તક 'કેપીટલ'માંથી લેનીનને જીવનની પહેલી પ્રેરણા મળેલી તે કાર્લ માર્કસના સિદ્ધાન્ત મુજબ–આજની દિવસે દિવસે વિકાસ પામતી જતી સંસ્કૃતિની આખરી સ્વાભાવિક ક્રિયા તરીકે જનસમૂહ સર્વસત્તાધીશ બનશે એમ મનાયું છે; મધ્યકાલીન એકહથ્થુ સત્તા અને ઉમરાવશાહી પછી મુડીવાદીઓનો યુગ આવશે અને મુડીવાદના અનિવાર્ય પરિણામ તરીકે જનસમુદાયની સર્વસત્તાધીશતાનો યુગ આવશે એવો વિકાસક્રમ સામ્યવાદના સિદ્ધાન્ત–પ્રબોધકોએ સ્થાપ્યો છે. એટલે કે જનસમૂહની સર્વસત્તાધીશતા પહેલાં મુડીવાદ એ વિકાસના એક પગથીયા તરીકે અનિવાર્ય વસ્તુ મનાઇ છે. પણ લેનીને એ માન્યતાનો અસ્વીકાર કર્યો. તેણે ઝારશાહીના કાળમાંથી સીધી છલંગ મારીને, મુડીવાદના કાળનો આખો સૈકો ઓળંગી જઇને, કામદારો અને કૃષિકારોના પ્રજાસત્તાકમાં પગ મૂક્યો. લેનીન હજી જુવાનીના દિવસોમાં સાઇબીરીયામાં સડતો ત્યારે તેણે તેની હંમેશની અચળ શ્રદ્ધાપૂર્વક ઉચ્ચાર્યું કે

'મુડીવાદની ભૂમિકા વટાવવાનું રશિયા માટે અનિવાર્ય નથી. એ ભૂમિકાને ઓળંગી જઇને આપણે સીધા સામ્યવાદની સ્થાપના કરી શકીશું.' અને લેનીને પોતાનું એ વચન સિદ્ધ કરી બતાવ્યું.

લેનીને જ્યારે પહેલી વાર આ વચનો ઉચ્ચાર્યાં, ત્યારે ઝારશાહી સિંહાસનારૂઢ હતી, એ સિંહાસન અચલાયમાન હતું. એ કાળે, સામ્યવાદમાં માનનારા બહુ જ થોડા જુવાનો હતા. ઝારશાહીને તેની જરા યે પરવા નહોતી. પોતાને સામ્યવાદી કહેવડાવનારો કોઇ જુવાન નજરે પડતો કે તુરત જ ઝારશાહીના અમલદારો તેને કારાગારના દરવાજાઓની પાછળ હડસેલી દેતા કે સાઇબીરીયામાં સડવા રવાના કરી દેતા. ત્યારે લેનીન સમા સામ્યવાદીઓને કારાગારની કોટડીઓમાં પૂરાઇને કે સાઇબીરીયામાં સડતાં સડતાં કે રશિયામાંથી નાસી છૂટીને યુરોપમાં ભટકતાં ભટકતાં સામ્યવાદની સાધના કરવી પડતી. લેનીન પોતે જીન્દગીના દિવસો સાઇબીરીઆમાં અથવા તો સ્વીટ્ઝરલાંડમાં કાઢતો હતો. લેનીનની પોતાની એ કાળે એવી નિરાધાર દશા હતી. ઝારશાહીની કિલ્લેબંદી લેનીન સમા સામ્યવાદીઓને પડકાર કરતી અડગ ઉભી હતી. તેમાંથી એક કાંકરી પણ ખરે એવું ક્યાંય એકે ચિહ્ન દેખાતું નહોતું. એ છતાં લેનીને ગણિતશાસ્ત્રીની અફર ગણતરી કરીને આગમ ભાખ્યું કે ઝારશાહી થોડા જ વખતમાં નાબૂદ થશે અને એના સ્થાને કામદારો અને કૃષિકારોનું સામ્યવાદી શાસન સ્થપાશે. અને લેનીને પોતે ભાખેલી એ ભવિષ્યવાણી આખરે સાચી ઠરાવી.

લેનીન ઉપર છેલ્લી વખત જીવલેણ હુમલો થયો, ત્યારે ટ્રોટસ્કીએ કહેલું : 'લેનીનનું મૃત્યુ થશે એવો અમને વિચાર આવે છે, ત્યારે અમને એમ થાય છે કે લેનીન વિના અમારૂં આખું જીવન નિરર્થક બની જશે, અમે પણ જાણે મર્યા જેવા થઇ જશું.' એક સ્થળે ઝીનોવીફે, ઓકટોબર વિપ્લવનું સિંહાવલોકન કરતી વખતે કહેલું: 'ઓકટોબર વિપ્લવની સફળતામાં નેવું ટકા હિસ્સો એક લેનીનનો જ હતો. એ સમયમાં બોલ્શે-

વીક કાર્યકરોમાં એક લેનીન જ એવો હતો કે જે શંકાપીડિતોની શંકાઓ નિર્મૂળ કરતો, નિષ્ક્રિયોને ક્રિયાની પ્રેરણા કરતો અને સૌને મક્કમ નિશ્ચયથી મરણીયા બનાવી મેદાન ઉપર ખેંચી જતો.' એ જ ઝીનોવીફ અન્યત્ર કહે છે: 'ઓકટોબર વિપ્લવ પહેલાં, રશિયાના જનસમૂહને એ વિપ્લવ માટે તૈયાર કરવામાં ઓગણીશમી સદીના છેલ્લા દશકાથી જે જે સામ્યવાદીઓએ હિસ્સો આપ્યો છે, તેમાં સૌથી વિશેષ હિસ્સો લેનીનનો છે: એક બાજુ બધા સામ્યવાદીઓનું કાર્ય મૂકીએ, અને બીજી બાજુ એકલા લેનીનનું કાર્ય મૂકીએ, તો પણ કદાચ લેનીનનું છાબડું વજનથી નીચું નમી જાય.' વિપ્લવ પહેલાં, વિપ્લવ દરમિયાન, અને વિપ્લવ પછી લેનીનના કરેલા કાર્યનો તેના પોતાના ભેરૂઓએ મૂકેલો ઉપરનો આંક છે. એ બતાવે છે કે બોલ્શેવીઝમ, અત્યારનું સામ્યવાદી રશિયા એ એક લેનીનની કૃતિ છે.

રેની ફુલોપ મીલર કહે છે કે: 'લેનીને જનસમૂહનું સામ્યવાદી સામ્રાજ્ય સ્થાપ્યું : લેનીનની એ અતિ જબ્બર ઐતિહાસિક સિદ્ધિ એમ બતાવે છે કે એવી સિદ્ધિને માટે લેનીન સમા નરપુંગવની હાજરીની જરૂરત અનિવાર્ય છે. બોલ્શેવીઝમ એ લેનીનની સિદ્ધિ છે. બોલ્શેવીઝમ આપણે લેનીન દ્વારા જ સમજી શકીએ. બોલ્શેવીઝમની સંસ્થાપના લેનીનથી જ શક્ય હતી. બોલ્શેવીઝમ લેનીન વિના અર્થહીન લાગે. સીઝર કે નેપોલીયનના ઇતિહાસને તેમના વ્યક્તિત્વથી જૂદો પાડી શકાય નહિ, તેમ બોલ્શેવીઝમનો વિચાર સરખો લેનીન વિના અશક્ય છે....... બોલ્શેવીઝમ એ એક જબ્બર ઐતિહાસિક ક્રિયાના ફળ રૂપે છે, બોલ્શેવીઝમની પાછળ યુગયુગની ક્રિયાનો ઇતિહાસ ઉભો છે, લાખ્ખો અને કરોડો માણસોના મનમાં જનસમૂહના પ્રજાસત્તાકના વિચારે ક્યારની જડ નાંખી દીધી હતી, એ બધું સાચું, પણ એની સિદ્ધિને માટે લેનીન જેવા નરપુંગવના કાર્યની જરૂર હતી.'

મી. વિન્સ્ટન ચર્ચીલ સમા કટ્ટર અંગ્રેજ સામ્રાજ્યવાદીને પણ તેના 'History of My Own Times and the

Part I Played in It' ના પુસ્તકમાં લેનીનની શબ્દછબી આલેખતાં, 'ઝારશાહી, મુડીવાદ, લશ્કરબળવાદ અને શાહીવાદ'ના પરિણામ રૂપ પાકેલા એ પુરૂષની વિરલ શક્તિઓની સ્તુતિજ કરવી પડી છે. તે લખે છે: 'લેનીનનું મસ્તિષ્ક એ કોઇ અજબ સંચો હતો. જ્યારે તેનું મુખ જગત તરફ મંડાતું, ત્યારે તેની સન્મુખ સમગ્ર જગત, તેની આખી તવારીખ, તેના સંતાપો તેની બેવકૂફીઓ, તેના દંભો અને સૌથી વિશેષ તેના અન્યાયો— એ બધું તેના સમગ્ર સ્વરૂપમાં તેની સમક્ષ ખડું થતું. એ મસ્તિષ્ક બધી વસ્તુઓ, સમાન રીતે, અત્યંત ઘૃણા ઉત્પન થાય એવા સ્વરૂપમાં, અને સાથે સાથે એટલા જ પ્રેરક સ્વરૂપમાં નીરખી શકતું......લેનીનની બુદ્ધિ સર્વદર્શી હતી, અને કેટલી યે વાર તો અદ્વિતીય ચમકાર બતાવતી. એ બુદ્ધિ જગતનું સમગ્ર દર્શન કરી શકતી—એવું દર્શન, એટલે સુધી, ભાગ્યેજ કોઇ માણુસ આજસુધી કરી શકયો છે...લેનીન અદંગ બળવાખોર હતો. તેણે બધી સ્થાપિત અને પ્રચલિત વસ્તુઓનો ઇન્કાર કર્યો. તેણે ઇશ્વરનો, રાજાનો, દેશનો નીતિનો, સંધિઓનો, સુલેહનામાંઓનો, કરજોનો, ભાડાઓનો, વ્યાજનો, કાયદાઓ અને શિરસ્તાઓનો, લખેલા અને અણલખેલા તમામ કરારોનો— સંક્ષેપમાં આજની આખી સમાજરચનાનો ઇન્કાર કર્યો...... લેનીન જબ્બર વિનાશક હતો. પણ તેણે વિનાશ કર્યો તે નવી રચના રચવા... લેનીન જાણે કિન્નાખોરીની સજીવ મૂર્તિ હતો. પણ તેની કિન્નાખોરી અંગત સ્વરૂપની નહોતી. કોઇ એક માણુસને સંહારવાની જરૂરત ઉભી થાય, ત્યારે તેને દુઃખ થતું. પણ લાખ્ખોને સંહારવા, વર્ગોના વર્ગોનો વિનાશ કરવો, પ્રત્યેક મુલકમાં આંતરિક કલહ જગાવવો, એ લેનીનનું જીવનકાર્ય હતું.'

આમ, લેનીનના સાથીઓ, ભેરૂઓ, પ્રતિસ્પર્ધીઓ અને ચર્ચીલ સમા કટ્ટર સામ્રાજ્યવાદી વિરોધીઓને લેનીનની મહત્તાની મુક્ત કંઠે સ્તુતિ જ કરવી પડે છે. લેનીનના યુરોપીય જીવનકથાકારો પણ એ પુરૂષની ઇતિહાસમાં અપૂર્વ એવી પ્રતિભા જોઇને ઘડીભર

અંબી જાય છે, પણ એ છતાં પણ, લેનીના જીવનકાર્યનો સાચો આંક તો હજી વર્ષો પછી નીકળી શકશે. લેનીનની ઇતિહાસ ઉપર, માનવજાતના માનસ અને વિચારણા ઉપર કેવી પ્રબળ અસર પડી છે, તે હજી વર્ષો પછી જ બરાબર જોઇ શકાશે. દુનિયાની સંસ્કૃતિનો પ્રવાહ બદલી નાંખનાર અને નવા યુગને પ્રવર્તાવનાર યુગપ્રવર્તક લેનીનની મહત્તાનાં માપ હજી આજે–તેના મૃત્યુ ઉપર હજી માંડ પાંચ જ વર્ષ વીત્યાં છે ત્યાં–ન નીકળી શકે.

પણ એ બધાં પછી, એક વાત આજે પણ સ્પષ્ટ છે અને પૃથ્વીના અંત સુધી સ્પષ્ટ રહેશેઃ એ વાત એ કે લેનીનનું જીવન એટલે દુનિયાની માનવજાતના એક વર્ગને દલિત અને પીડિત રાખનારી ઝારશાહી અને મૂડીવાદની સામે પડકાર. લેનીને તેના વતનમાં એ પડકારને સાર્થક કર્યો; ઝારશાહીને અને મુડીવાદને સાતમે પાતાળ દફનાવ્યા; માનવજાતના સ્વાભાવિક વિકાસના અનિવાર્ય પરિણામ તરીકે આખરે શ્રમજીવીઓનાં સામ્યવાદી પ્રજાસત્તાક સ્થપાવું જોઇએ અને ઝારશાહી, મુડીવાદ, સામ્રાજ્યવાદનો નાશ થવો જોઇએ એ સામ્યવાદી સિદ્ધાન્તોને તેણે સિદ્ધ કર્યા; જગતના ઇતિહાસમાં લેનીનનો એ મોટામાં મોટો ફાળો છે. આજે જ્યાં જ્યાં ઝારશાહીઓ સ્વચ્છંદ ખેલે છે, જ્યાં જ્યાં મુડીવાદીઓ શ્રમજીવીઓને લૂંટી મહેલોમાં મહાલે છે, જ્યાં જ્યાં સામ્રાજ્યવાદ પચાવીગીરીના સાતમો આચરે છે, ત્યાં ત્યાં, ઝારશાહી, મુડીવાદ અને સામ્રાજ્યવાદના શિકાર બનેલા માનવસમૂહોના હૃદયમાં લેનીન અને લેનીનનો સામ્યવાદ જીવતાં છે–અને રશિયાના પુનરાવર્તનની તૈયારી કરી રહ્યાં છે. આજે જગતના પીડિતો અને દલિતો, તેમને ઉદ્ધારનો–સર્વસમાનતાનો માર્ગ બતાવી જનાર લેનીનનાં જીવનમાંથી પ્રેરણા પામી, તેમની દુઃખની ઘડીઓમાં થોડીવાર સુખ અનુભવી રહ્યાં છે અને મુક્તિના દિવસની માર્ગપ્રતીક્ષા કરી રહ્યા છે. જગતમાં જ્યાં સુધી, પીડન અને અસમાનતા રહેશે, ત્યાં સુધી પીડિતો અને દલિતોનાં અંતરમાં લેનીન અમર છે!

# સા'દ ઝગલુલ પાશા

§૧

અમેરિકાનો એક જ્ઞાનભિખ્ખુ પ્રવાસી પૂર્વની પ્રજાઓનું દિલ વાંચવા સને ૧૯૨૧માં એશિયાઇ ભૂમિ ઉપર ભટકતો હતો. એણે ચીન જોયું; એણે ડૉ. સુન યાટ સેનના અનુયાયી યુવક-સંઘનાં દર્શન કર્યાં: એણે હિન્દુસ્તાન જોયું; એણે ચિત્તરંજન અને મોહનદાસની આંગળીએ ડોલતા સ્વરાજ્યની લડત લડતા ભારતવર્ષની નવપ્રજાનાં અંતર ઉકેલ્યાં: અને પછી તે ઇજીપ્તમાં પહોંચ્યો. ઇજીપ્તના માલિક જેવા થઇ પડેલા ગોરાંગોએ આ ભલા પ્રવાસીને પાઠ ભણાવવા માંડ્યા કે ઇજીપ્ત સુખી છે; માત્ર થોડા કેળવાયેલા ચળવળખોરો જ, થોડા ભેજાંચસ્કેલ વિદ્યાર્થીઓ જ ખોટું તોફાન મચાવી રહ્યાં છે. પ્રવાસીને થયું કે પોતાના પ્યારા દેશને નામે પ્રતિદિન જેલ ભરતા મિસરી જુવાનોનો આ માતૃદેશ સુખી છે એમ કેમ માનું? એ પ્રવાસી ઇજીપ્તની સાચી હાલત સમજવા ઇજીપ્તનાં ગામડાંમાં ઘુમવા નીકળી પડ્યો. એક સાંજે એક ગામડામાં એક વૃદ્ધ મિસરી પટેલના ડાયરામાં પ્રવેશ મેળવ્યો અને તેની સાથે થયેલી વાતોને પોતાની ડાયરીમાં ટપકાવી લીધી. એ નોંધનો એક ફકરો નીચે મુજબ :

"પણ આ અંગ્રેજો પ્રત્યે તમને આટલો બધો રોષ શા માટે આવે છે? તેમને તમારા મુલકમાંથી હાંકી કાઢવા તમે શા

માટે આટલા બધા તલસો છો ?' આડી અવળી વાતોથી કંટાળી મેં આખરે સીધો સવાલ પૂછ્યો.

'શા માટે ? ઇજીપ્ત અમારૂં છે એટલા માટે.' અત્યાર સુધી ચુપ બેઠેલા એક વૃદ્ધ મિસરીએ જવાબ દીધો. તેની આંખો ઉકળાટથી લાલ દેખાવા માંડી. તેની સફેદ દાઢી દીવાના પ્રકાશમાં ચળકવા લાગી.

'પણ તમારી ફરિયાદ શી છે ?' મેં બીજો સવાલ પૂછ્યો.

'ભાઇ, તમે ફરિયાદો પૂછો છો ? ફરિયાદો કઇ ગણાવીએ ને કઇ ન ગણાવીએ ? ફરિયાદોનો કોઇ આરો નથી. અમારા ઉપર ગુજરતા જૂલ્મોની કોઇ સીમા નથી. જીવનમાં ડગલે ને પગલે પરદેશીઓની પરાધીનતા બરદાસ્ત કરવી એ કોઇ નાની ફરિયાદ છે ? મારા છોકરા માટે હજારો રૂપિયા ખર્ચી તેને ભણાવીગણાવી તૈયાર કરૂં એટલે અંગ્રેજ બહાદૂર કહેશે કે એને પેલી કારકુનની ખુરસી ઉપર બેસાડી દો. અને દેશના કારભારની–બડા બડા લાટ સાહેબોની જગ્યાઓ તો અંગ્રેજોના બેટા માટે ! એ ગુલામી અમારે નથી જોઇતી. દિવસરાત કાળી મહેનત કરી ખેતરો ખેડીએ અને અઢળક દાણા નીપજાવીએ, છતાં અમારે તો ભુખમરો જ વેઠવો પડે અને બધી બાદશાહી અંગ્રેજો માણે એ સ્થિતિથી અમે થાકયા છીએ. અમે અમારૂં સંભાળી લઇ શકીએ તેમ છીએ.'

'વળી અંગ્રેજોને ગમે તેટલું જ અમારે બોલવું ને તેમને ગમે તેટલું જ ચાલવું. એ બેડીઓ હવે અમારાથી નથી સહેવાતી.' એક બીજા વૃદ્ધ મિસરીએ બોલવા માંડયું. 'લડાઇ દરમ્યાન અમારાં ઉંટ, અમારાં ગધેડાં, અમારા દાણા અને અમારી દોલત : એ બધું અમે અંગ્રેજોને ચરણે ઢાલવ્યું. અને સાથી વિશેષ તો, અમારા જુવાન જોધમલ પુત્રોની એક મોટી ફોજ તેમની સેવામાં સોંપી. પણ તેનો બદલો શો ? અમારા

ગળામાં એક પછી એક નવી સાંકળો પડતી જાય છે. હવે અમે તેમને ઓળખી ગયા છીએ. તેમને હવે તો, અમારા નવ ગજના નમસ્કાર છે.'

એ ચોગાનમાં એક ખાટલા ઉપર એક કદાવર, મોટા ઝભ્ભાવાળો, લાંબી દાઢીવાળો ને તેજસ્વી આંખોવાળો પુરૂષ ચુપ બેઠો હતો. તે અમારા સવાલજવાબ શાંતિથી સાંભળતો હતો. કોઇ પણ માણસે તેને સાંભળવો જ જોઇએ, સૌએ તેને માન આપવું જ જોઇએ, એવી તેની પ્રતિભા હતી. તેનો આસમાની ઝભ્ભો સમેટતાં તે એકદમ બેઠો થયો અને જાણે મારી સામે આંખો ફાડી જોઇ રહ્યો. દિલને જાણે ઉલટાવી નાખતો હોય તેમ તે બોલી ઉઠયો :

'હા: પણ હજી તો ઘણુંએ બાકી છે. અંગ્રેજોએ અમારા શિરે લાદેલા ગુલામીખતોની વાત તો તમે નહીં જાણતા હો. અંગ્રેજોને અમારા કપાસની એટલી ભુખ છે કે અમારાં ખેતરોમાં તેઓ ફરજિયાત કપાસનું જ વાવેતર કરાવે: અમારા ઔદ્યોગિક વિકાસમાં લાખો અંતરાય નાખે. અમે એથી તોબાહ પોકારી ગયા છીએ. હવે તો તેમને ગયે જ છુટકો છે. તેમને રહેવું હોય તો એક રીતે જ રહી શકે : અમારા મિત્ર તરીકે, અમારા માલિક તરીકે નહીં. હવે તો અમારે ઇસ્તીકલાદ જોઇએ છે. આઝાદી એ જ અમારૂં ધ્યેય છે.' ખુબસુરત એ મિસરીએ મોં ઉપરનો પરસેવો લુછવા માંડયો. હું એના મુખના ભાવ ઉપરથી સમજી શકયો કે એ ઇસ્તીક્લાદ—આઝાદી—એટલે સ્વાધીનતાની બાંગ પોકારે છે. હું ચુપ ન રહી શકયો :

'પણ આઝાદી રસ્તામાં નથી પડી એ માલૂમ છે ને ? તેની પુરેપુરે કીમ્મત ભરવા તમે તૈયાર છો ?'

'આ જિન્દગાની એને માટે છે. અમારા નવજુવાન બેટાઓનાં લોહી એને માટે છે.'

'—અને મહોરદારો અને બેટીઓનાં પણ.' એક બીજા વૃદ્ધે પડછંદ અવાજે હાકલ પાડી.

આખી મંડળી ઉભી થઇ ગઇ.

'આ અંગ્રેજો અમારે નહીં જોઇએ. અમારે ઇસ્તીકલાદ જોઇએ.' એ જ શબ્દો ગુંજી રહ્યા. આખા વાતાવરણમાં 'આઝાદી આઝાદી'ના પડઘા ગાજી રહ્યા. ઉપર આકાશના ચમકતા તારાઓ પણ 'આઝાદી' શબ્દો જ ગુંજી રહ્યા.

સર્વત્ર એ જ શબ્દો વાંચતો હું મારે ઉતારે આવ્યો. આ એક જ પ્રસંગથી હું ઇજીપ્તના દિલને, મિસરીઓની સર્વોપરિ વાંચ્છાનાને પામી ગયો છું. અંગ્રેજોએ ઇજીપ્ત ખાલી કરવું જ જોઇએ."

૬૨

ઇસ્તીકલાદનો આવો અદ્ભુત નાદ ઇજીપ્તના ગામડે ગામડે કોણે જગાવ્યો ? અમેરિકન પ્રવાસીને પોતાના અનુભવના પરિણામે પોતાની ડાયરીમાં 'અંગ્રેજોએ ઇજીપ્ત છોડી જવું જ જોઇએ' એ પ્રકારની નોંધ નોંધવાની ફરજ પાડતી આવી નવસૃષ્ટિ કોણે સર્જી ?

પોતાના વતન ઉપર આક્રમણ લાવતી ગમે તેવી બળશાળી પ્રજાની સામે પણ સિંહની ત્રાડે ત્રાડતું એ નુતન ઇજીપ્ત સરજનાર નરવીરનું નામ સા'દ ઝગલુલ પાશા. પ્રાચીન રોમન સેનેટરોનાં સ્મરણો તાજાં કરાવતા અને રોમ નગરમાંથી પોતાની કરણીને પ્રતાપે સારી દુનિયાને ચકિત કરતા ઇટલીના આધુનિક સરમુખત્યાર મુસોલિનીએ એક વેળા કહેલું કે 'વનરાજ જેમ જાનવરના દેહ ઉપર નહોર વતી ઉઝરડા કરે તેમ, મારૂં જીન્દગીનું કાર્ય જગતના ઇતિહાસ ઉપર મારા પોતાના આંકાઓ

મૂકવાનું છે.' મુસોલિની જે કહી રહ્યો છે અને કરી રહ્યો છે તે કરી બતાવી—એથી ક્યાં યે વિશેષ કરી બતાવી આ ઝગલુલ આજે તેની પ્રિય કર્મભૂમિ ત્યજીને અમર ધામને પંથે પડયો છે.

જેમ એક કુશળ કુંભકાર માટીનો પીંડો લઇ તેમાંથી પોતાને મનમાનતો ઘાટ ઘડે, તેમ ઇજીપ્તના આ રાષ્ટ્રવિધાતાએ ઇજીપ્તના જનસમૂહમાંથી સશક્ત અને સ્વમાનપ્રિય મિસરી પ્રજાનો ઘાટ ઘડી, સકળ જગતનો ઇતિહાસપ્રવાહ બદલી નાખી, મિસરી પ્રજામાંથી છેલ્લી વિદાય લીધી છે. મિશર દેશને નામે પોતાના જીવનનાં પંચાવન વર્ષની આહૂતિ આપી, શરીરમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલુ રહી ત્યાં સુધી ઇજીપ્તની જ ભક્તિ કર્યા કરી, એ નરવીર, સિત્તોતેર વર્ષની પકવ વયે, ગયા (૧૯૨૭ના) ઓગસ્ટ માસની ૨૩મી તારીખે, જીવન સફળ કર્યાના સંતોષ સાથે પરલોક સીધાવ્યો છે. ઇજીપ્તના ખોળિયામાંથી પ્રાણ ચાલ્યો ગયો હોય તેમ, મંદિરમાંથી જાણે દેવ ઉપડી ગયા હોય તેમ, જીવનમાંથી ચૈતન્ય ચોરાઇ ગયું હોય તેમ, ઇજીપ્તની સમસ્ત પ્રજા આજે એ અદ્વિતીય રાષ્ટ્રવિધાતાના અવસાન પર આંસુ સારી રહી છે.

ઝગલુલનો જન્મ થયો ઇસ્વી સન ૧૮૬૦ની સાલમાં, ઇજીપ્તના ઇબિયન નામના જીલ્લામાં, તેના એક પ્રતિષ્ઠિત ખેડૂત કુટુંબને ઘેર, ઝગલુલે પ્રાથમિક શિક્ષણ લીધું તેના ગામડાની નાની નિશાળમાં; અને પછી ઉચ્ચ શિક્ષણ માટે પહોંચ્યો કેરોની 'અલ અઝહર' વિદ્યાપીઠમાં. ત્યાં ૧૮૮૦માં, ૨૦ વર્ષની ઉમરે તેણે શિક્ષણ પૂરૂં કર્યું અને એક સરકારી અખબારના સંપાદક તરીકે જિન્દગીની શરૂઆત કરી. એ નોકરીમાં એનો ઉત્કર્ષ થવા માંડયો. પણ એટલામાં તો ઇજીપ્તના સ્વાધીનતાના યુદ્ધના ઇતિહાસમાં યાદગાર એવી ૧૮૮૨ની સાલ આવી,

ઇજીપ્તનાં ખેદીવ ઇસ્માઇલે પોતાની ફનાગીરી નિભાવવા પોતાની પાસેના સુએઝ કૅનાલના ચાળીસ લાખ પાઉન્ડની

કીમ્મતના શેર વિલાયતને વેચ્યા, તે દિવસથી ઇજીપ્તમાં અંગ્રેજોનો બરાબર પગપેસારો શરૂ થયો. વિલાયતના એ અંગ્રેજ દુકાનદારો, પૂર્વના મુલકોમાં જે રીતે ધીમે ધીમે સત્તા જમાવતા જવાને માટે વિખ્યાત થયા છે તે જ રીતે તેમણે ઇજીપ્તમાં પણ પોતાની કાર્યવાહી શરૂ કરી. ઇજીપ્તની આઝાદીને જીવન કરતાં યે વધારે કીમ્મતની ગણનારા સ્વાધીનતાપ્રેમી ઇજીપ્તવાસીઓને એ બદમુરાદો સમજાઇ ગઇ. અને અરબ્બી પાશાના નેજા નીચે રાષ્ટ્રીય હલચલનાં મંગળાચરણ થયાં.

તે કાળમાં મિસરીઓ અહિંસકતાના ઉપાસક નહોતા. તેઓ તલવારથી, ઉઘાડા બળવાથી, બાવડાંની તાકાતથી પોતાની સ્વાધીનતાને સાચવવામાં માનતા હતા. અરબ્બી પાશાએ ૧૮૮૨માં બળવાની હાકલ દીધી અને એલેકઝાન્ડ્રિયા શહેરમાં લૂંટ પાડી બળવાની શરૂઆત કરી ઢંઢેરો પીટયો કે "અંગ્રેજો અને બીજા જે પરદેશીઓ અમારા વતનને જંજીરો પહેરાવવાને અહીં આવ્યા છે તેમની અને અમારી વચ્ચે જીવસટોસટની દુશ્મનાવટ છે. અમે તેમને અમારો દેશ છોડી જવાની સૂચના કરીએ છીએ. અને નહીં તો તેમને અમારાથી આપી શકાશે તેવી આકરામાં આકરી સજા આપતાં અમે અચકાશું નહીં. આ ઉપરાંત આવતા ભવમાં તેમને ખુદા સજા કરશે તે જૂદી.'

દેશની મુક્તિ માટેના જંગનાં રણશીંગાં વાગે અને કયો મર્દ, કયો જુવાન ઘરખુણે બેસી રહી શકે? અને તેમાં યે બાવીસ વર્ષનો જુવાન ઝગલુલ, જેના દિવસો ઇજીપ્તની મુક્તિનાં સ્વપ્નો જોવામાં જ જતા, તે તો કેમ જ શાન્ત રહી શકે? જગતને આજે પણ વિસ્મય પમાડી રહેલી મિસરની પ્રાચીનતમ અને જાજરમાન સંસ્કૃતિના આસપાસ વેરાયેલા અવશેષો જોઇ જોઇ, એ ભવ્ય સંસ્કૃતિની કલ્પના કરી, ઝગલુલ તેની મિસરી માતૃભૂમિ પ્રત્યે અદ્‌ભુત પ્રેમભાવ અનુભવતો. આસપાસ ઉભેલા ભૂત મિસરી જાહોજલાલીના ખંડિયેરો જોઇ તે ન

વર્ણવી શકાય એવી વ્યથા અનુભવતો. મિસરની ભૂમિને કાચું સોનું પકાવવા જેટલી ફળદ્રુપ બનાવનારી નાઇલ સરિતા, જેમાં એક કાળે આઝાદ નરોનાં મોહક પ્રતિબિમ્બ પડતાં, તે જાણે શોકમાં ગિરફતાર બની હોય તેમ, તેનાં આસમાની નીર મુંગાં મુંગાં વહેતાં જોઇ, તે અનિર્વચનીય સંતાપ અનુભવતો. ભવ્ય પીરામીડો—રોમન સીઝરના ઘસારા સામે યે અણનમ ઉભાં રહેતાં એ મિસરી વૈભવના સ્મરણચિહ્નો—જોઇ, અને એ સુદિવસોની સાથે આજના દુર્દિનોની અજાણ્યે સરખામણી મૂકી, તેનું લોહી તપી ઉઠતું. પ્રતિદિન, તે જ્યારે પોતાની નોકરીમાંથી છૂટો થઇ સાંજના પોતાના ઓરડામાં બેસતો ત્યારે તેની આંખો સામે આ જ ચિત્રો ખડાં થતાં, અને તેની દરેક સંધ્યા, પોતાના પ્યારા વતનની પરાધીન દશાના ભાને, ગ્લાનિના, રોષના, નિશ્ચયના વિધવિધ રંગોએ રંગાઇ રહેતી. દરેક સાંજે ઝગલુલના મકાનની પાસે જ નાઇલનાં ગમગીન નીરમાં સૂર્યનું બિમ્બ અદશ્ય થતું ત્યારે, ઝગલુલ હાથનો મુક્કો ઉગામી, દાંત ભાંસી, મોંનો સીનો ક્રૂર બનાવી, મક્કમ નિશ્ચય કરતો કે 'આ જીવન અને આ દેહ મિસરની ગુલામીનાં બંધનો તોડવા અર્થે જ અને મિસરને સ્વાધીન, સ્વતંત્ર બનાવવા અર્થે જ નિર્માયાં છે. એ એક જ ધ્યેયની વેદી ઉપર હું સર્વસ્વનું બલિદાન આપીશ અને ઇજીમની 'ઇસ્તીકલાદ' પોકારીશ.

એ મક્કમ નિશ્ચયનો અમલ કરવાની ઘડી આવેલી જોઇ ઝગલુલે નોકરી ફગાવી દીધી અને અરબ્બી પાશાના નેજા નીચે જઇને ઉભો. તેલેલકેબીર મુકામે મિસરીઓ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ મચ્યું. વિલાયતના તે કાળના વડા પ્રધાન ગ્લેડસ્ટનની સરકારે ૨૦ લાખ પાઉન્ડ સાથે છ હજાર સિપાઇઓનું સૈન્ય તત્કાળ મોકલ્યું. અંગ્રેજો જીત્યા અને મિસરી 'બળવાખોરો' હાર્યા. અરબ્બી પાશા અને ઝગલુલ વગેરે અગ્રેસરોને ગિરફતાર કરવામાં આવ્યા. અને કાસર–અલ નીલની લશ્કરી કોટડીઓમાં

તેમને કેદ રાખવામાં આવ્યા. પોતાના જાહેર જીવનની આવી મંગળ શરૂઆત થતી જોઇ, પ્રસન્નચિત્ત બની ઝગલુલે જેલની કોટડીમાં પણ મિસરી માતાની જ માનસિક આરાધના કર્યા કરી.

§૩

જીવનનું પ્રથમ પ્રકરણ સોનેરી અક્ષરોએ લખી ઝગલુલ ૧૮૮૩માં છૂટો થયો. તેની સરકારી નોકરી તો ગઇ હતી, એટલે તેણે કાયદાનો અભ્યાસ કરી, બારિસ્ટર બની વકીલાત શરૂ કરી અને બીજી તરફથી પોતાની જાહેર પ્રવૃત્તિઓ વધારવા માંડી. 'અલ અઝહર' વિદ્યાપીઠમાં તેને પોતાના જેવા ઘણા યે પાણીદાર જુવાનો સાથે મિત્રાચારી થયેલી. હવે તેણે એ મિત્રાચારી તાજી કરવા માંડી અને 'સ્વાધીનતા તથા બળવો' અને એવા એવા ક્રાન્તિકારક વિચારોનો પ્રચાર કરવા માંડ્યો. શેખ જમાલુદ્દીન–અલ–અફ્ઘાની અને શેખ મહમ્મદ અબ્દુની સોબતમાં તેણે પૂર્વની પ્રજાઓને જાગૃત કરવાની અને તેમને પશ્ચિમની ધોંસરીમાંથી મુક્ત કરવાની સ્વપ્નમાળાઓ રચવા માંડી.

જુવાન ઝગલુલના વકતૃત્વે તમામ વર્ગો ઉપર જાદુ કરવા માંડ્યું. તેની અસામાન્ય બુદ્ધિમત્તાએ પ્રૌઢોની પ્રીતિ મેળવવા માંડી. તેના આતશે અંગ્રેજોને દાંત કચકચાવતા કર્યા. એ બધાં બળોને આધારે જોતજોતામાં ઝગલુલનો આર્થિક ઉત્કર્ષ પણ થયો અને ૧૮૯૨માં તેણે ફ્રેન્ચ ભાષા તથા ધારાશાસ્ત્રમાં પ્રવીણતા પ્રાપ્ત કર્યા પછી 'કોર્ટ ઓફ અપીલ'માં મુખ્ય સલાહકારને સ્થાને તેની નીમણુંક થઇ.

આ અરસામાં ઝગલુલે, વિખ્યાત વિપ્લવવાદી પ્રિન્સેસ નાઝલીના મકાન ઉપર જામતી કેરો નગરના ક્રાન્તિવાદીઓની

મિજલસમાં ભાગ લેવા માંડ્યો. ત્યાં તેને મુસ્તફા પાશા ફાહમીની પિછાન થઇ. ૧૮૯૫થી ૧૯૦૮ સુધી ઇજીપ્તના વડા પ્રધાન તરીકે ઇજીપ્તનું ભાવી ઘડનાર આ મુસ્તફા પાશા ફાહમી ઝગલુલ ઉપર મુગ્ધ થઇ ગયો. ૧૮૯૬માં તેણે ઝગલુલની સાથે પોતાની એકની એક પુત્રીનાં લગ્ન કરી દીધાં, અને ૧૯૦૬માં તેને પોતાની દેખ-રેખ તળે કેળવણીનો પ્રધાન બનાવ્યો.

૧૯૦૮માં મુસ્તફા પાશા ફાહમીએ વડા પ્રધાનનો હોદ્દો છોડયો અને નવું પ્રધાનમંડળ રચાયું ત્યારે પણ ઝગલુલ પોતાની શક્તિને પ્રભાવે કેળવણીના પ્રધાન તરીકે કાયમ રહ્યો. ઝગલુલે કેળવણી-પ્રધાન તરીકે શિક્ષણનો ખુબ જ પ્રચાર કર્યો. પોતાની સરદારી નીચે ભવિષ્યમાં થનારી સ્વાધીનતાની દેશવ્યાપી હલ-ચલમાં. ઇજીપ્તના ખુણેખુણાના લોકોને ભાગ લેવડાવવાની જાણે આગળથી તૈયારી કરતો હોય તેમ, તેણે કેળવણીનો એટલો તો જબ્બર પ્રચાર કર્યો કે તે જોઇ તેના સાથી પ્રધાનો અને અંગ્રેજ હાકેમો સ્તબ્ધ જ થઇ ગયા.

૧૯૧૦માં ઝગલુલને ન્યાયખાતાનો પ્રધાન બનાવવામાં આવ્યો, પણ ૧૯૧૨માં લોર્ડ કિચનરના આગમન પછી ઝગલુ-લને એ જગ્યા છોડવી પડી. પછી એ જ વર્ષમાં, લોર્ડ કિચન-રને હાથે ઇજીપ્તને નવી પ્રતિનિધિ સંસ્થાઓ મળતાં, ઇજીપ્તની વડી ધારાસભાના ઉપપ્રમુખ તરીકે ઇજીપ્તનાં મતદારમંડળોએ ઝગલુલને ચૂંટી મોકલ્યો. ઝગલુલની સરદારી નીચે આમ રાષ્ટ્રીય પક્ષ સ્થપાયો અને ઝગલુલે ધારાસભામાં વિરોધપક્ષના અગ્રણીનો મુગટ પહેર્યો. પહેરતાં વેંત જ તેણે તો 'ઇજીપ્તને સંપૂર્ણ સ્વા-ધીનતા જોઇએ—એથી જરા યે ઓછું ન ચાલે' એવી હાકલ દીધી. દેશમાં રાષ્ટ્રીય હલચલ પૂર જોસમાં શરૂ થઇ અને ઇજીપ્તે ઝગલુલને પોતાના આત્મારામ તરીકે હૃદયના સિંહાસને સ્થાપ્યો. ઇજીપ્તના રાજકારણમાં, ઇજીપ્તની સ્વાધીનતાની લડતમાં, મોખરે એક ઝગલુલ જ દેખાવા લાગ્યો.

એવામાં ૧૯૧૪માં યુરોપમાં મહાવિગ્રહ મંડાયો. અંગ્રેજોએ ધારાસભા તથા બીજી પ્રજાકીય સંસ્થાઓને દરવાજે તાળાં મારી દીધાં અને ઇજીપ્તના દરજ્જા પરત્વે નવું જાહેરનામું બહાર પાડ્યું. એ જાહેરનામાંથી, ઇજીપ્ત જે આજ સુધી તુર્કી સામ્રાજ્યની સત્તા નીચે હતું તેને તુર્કીથી અલગ જાહેર કરી, બ્રિટિશ છત્ર નીચે લેવામાં આવ્યું. બીજા જાહેરનામાંથી ઇજીપ્તના ખેદીવ હીલ્મી, જે તુર્કીના પક્ષનો હતો તેને પદભ્રષ્ટ જાહેર કરવામાં આવ્યો અને તેની જગ્યાએ શાહજાદા હુસેન કમાલને ઇજીપ્તના સુલતાન તરીકે સિંહાસને બેસાડવામાં આવ્યો.

બીજી બાજુએ ૧૯૧૪ના જુલાઇ માસથી ૧૯૨૨ના પ્રારંભ સુધી, અંગ્રેજોએ ઇજીપ્તમાં લશ્કરી કાયદાનું રાજ્ય ચલાવ્યું. એ આઠ વર્ષોમાં, લશ્કરી કાયદાએ ઇજીપ્તવાસીઓ ઉપર કેવો કાળો સીતમ ગુજાર્યો તેનો ખ્યાલ તો, પંજાબમાં લશ્કરી કાયદાનું રાજ્ય સ્થાપીને ઓડવાયરે પંજાબીઓને પોકરાવેલી તોબાહથી જે થોડા ઘણે વાકેફ હશે તેને સહેજે આવી જશે. આ વર્ષોમાં વિલાયતે એક તરફથી યુરોપીય યુદ્ધમાં ઇજીપ્તનાં સર્વ સાધનસામગ્રી પૂર્ણ છૂટથી વાપરવા માંડ્યાં અને બીજી તરફથી ઇજીપ્તવાસીઓને, રખેને તેઓ સામા થઇ જાય એ બીકથી, અંગ્રેજી સિપાહીની એડી નીચે કચરાવા દીધા પણ એથી ઇજીપ્તવાસીઓના સ્વાધીન બનવાનો આતશ તો દિવસે દિવસે વધારે જ સળગતો ગયો અને ઝગલુલની સરદારી નીચે રાષ્ટ્રીય હલચલનો પ્રવાહ વધારે ને વધારે જોરદાર બનતો ચાલ્યો.

§૪

“ઇજીપ્તવાસીઓ પોતાના દેશનું રાજતંત્ર બરાબર સંભાળી શકે તેમ છે. તેમને અંગ્રેજોની કે કોઇની રક્ષાની જરૂર નથી. ઇજીપ્તની પ્રજાને નામે હું અંગ્રેજોને કહું છું કે તમે તમારો

દેશ છોડીને ચાલ્યા જાઓ, બસ, ચાલ્યા જ જાઓ. અમારે તમારી કોઇ વાત નથી સાંભળવી. અમે અંગ્રેજ સત્તાનું રક્ષણ કદિ નોતર્યું જ નથી, એટલું જ નહીં પણ તેનો સદા ઇન્કાર જ કર્યો છે.' આવા બુલંદ પડકારની સાથે ઝગલુલે હવે અંગ્રેજો સામે ઉઘાડે છોગ મોરચા માંડયા. તેણે બીજી બધી પ્રવૃત્તિઓને તિલાંજલિ આપીને ઇજીપ્તની સંપૂર્ણ સ્વાધીનતાની હલચલ ઉપાડી અને તેમાં તેના ધ્વજ નીચે અલ અઝહર વિદ્યાપીઠનો તમામ વિદ્યાર્થીસમુદાય તથા ઇજીપ્ત આખાનો તરૂણસંઘ આવીને ખડો થઇ ગયો.

યુરોપમાં યુદ્ધ ખતમ થયું તેને બીજે જ દિવસે, સા'દ ઝગલુલ પાશાએ—ઇજીપ્તના એ હૃદયનાથે, સમસ્ત મિસરી પ્રજાને નામે, કૈરોમાં વસતા અંગ્રેજ સત્તાના પ્રતિનિધિને રીતસર ખબર મોકલ્યા કે 'હવે ઇજીપ્ત ખાલી કરો.' બીજી તરફથી એ દક્ષ રાજપુરૂષે ઇજીપ્તની માગણીથી વિલાયતને વાકેફ કરવા ઇજીપ્તના પ્રતિનિધિઓનું શિષ્ટમંડળ વિલાયત લઇ જવાની વાત ચલાવી. વિલાયતના ડાહ્યા ગણાતા પણ વિજયના નશામાં ચકચૂર બનેલા રાજપુરૂષોએ એ માગણીનો જવાબ વાળ્યો કે 'ઇજીપ્તની બાબતમાં ચર્ચા કરવાની અમને અત્યારે ફુરસદ નથી.' ઝગલુલને એ જ જવાબ જોઇતો હતો. આખું દારૂખાનું તૈયાર હોય અને તેને એક જામગરી દાગવાની જ જરૂર રહે તેમ, ઇજીપ્તમાં દારૂખાનું તો ક્યારનું તૈયાર થઇ ગયું હતું—માત્ર એક જામગરીની જ જરૂર હતી. તે આ જવાબે પૂરી પાડી. ઇજીપ્તના પ્રધાનમંડળમાંથી મુખ્ય પ્રધાન રશદી પાશા અને અદલી પાશાએ રાજીનામાં આપ્યાં. ઝગલુલે ફરીવાર ગર્જના કરી કે 'અંગ્રેજ સત્તાની છાયા નીચે ચાલતા રાજતંત્રમાં વડા પ્રધાનનું આસન સ્વીકારવા કરતાં, સ્વતંત્ર ઇજીપ્તના એક કંગાળમાં કંગાળ શહેરી બનવામાં હું વિશેષ માન સમજું છું.'

ઝગલુલે વિલાયત જવાની વાત માંડી વાળી અને નવો દાવ માંડયો. તેણે પારીસમાં બેઠેલી સુલેહ પરિષદ સમક્ષ ઇજીપ્તનો

દાવો રજૂ કરવાના ખરીતા મોકલ્યા. યુરોપના પ્રતિનિધિઓની એ પરિષદ સમક્ષ ઇજીપ્તના આત્મનિર્ણયના અધિકાર માટે દલીલ કરવા તેણે બાર પ્રતાપી મિસરીઓનું શિષ્ટમંડળ તૈયાર કર્યું. અંગ્રેજો એ કેમ સાંખી શકે? તેમણે માન્યું કે તોપ અને તલવાર બતાવવાથી ઝગલુલ અને તેના સાથીઓ ચુપ થઇ જશે અને આ ચળવળ બેસી જશે. તેમણે અનુમાન કર્યું કે ઝગલુલને અને તેના મુખ્ય સાથીઓને હદપાર કરવાથી આ ઉફાળો તત્કાળ સમી જશે. અંગ્રેજોએ એ બંને ઉપાયો અજમાવ્યા. ૧૯૧૯ના માર્ચની ૮મી તારીખે ઝગલુલને અને તેના ત્રણ સહચારીઓને ગિરફતાર કરી માલ્ટા ટાપુમાં દેશપાર કરવામાં આવ્યા. સિત્તેર વર્ષનો બુઢ્ઢો ઝગલુલ મિસરી માતાનું નામ જપતો અને 'દેશબાંધવો, મારી ગેરહાજરીમાં મારૂં કામ બંધ ન કરજો' એવો ઇજીપ્તને સંદેશો દેતો માલ્ટા ચાલ્યો.

ઇજીપ્તની પ્રજા—લાગણીઓનો જ્વાળામુખી ફાટી નીકળ્યો. અંગ્રેજોના આ કૃત્યને ઇજીપ્તની સમસ્ત પ્રજાએ દેશનું ભયંકર અપમાન માની લીધું. મિસરીઓએ પોતાનો વિરોધ જાહેર કરવા દેશ ભરમાં સ્વાધીનતાની ચળવળ બમણા જોરથી ચલાવી: રમખાણો થયાં, પરદેશીઓના ખૂન થયાં, અનેક નિર્દોષોનાં લોહી રેડાયાં. અંગ્રેજ સત્તાધીશોએ લશ્કરી કાયદાનો અમલ વધારે સખ્તાઇથી માંડયો. છતાં ઇજીપ્તનો પ્રકોપ ન શમ્યો તે ન જ શમ્યો. ઇજીપ્તની એક માગણી હતી: અમારો ઝગલુલ અમારી વચ્ચે પાછો મૂકો. ને અંગ્રેજોને આખરે ઝગલુલને છૂટો કરવો પડયો.

ઝગલુલ માલ્ટાથી સીધો પારીસ ગયો. તેણે ફરીવાર ઘોષણા કરી કે 'ઇજીપ્તને કોઇનું રક્ષણ નથી જોઇતું. ઇજીપ્તને બીજી પ્રજાઓની જેમ આત્મા—નિર્ણયનો અધિકાર જોઇએ છે. ઇજીપ્ત સંપૂર્ણ સ્વાધીનતા માગે છે.' પણ તેની એ વાત, ન તો પારીસની સુલેહ પરિષદે સાંભળી કે ન તો તેને અંગ્રેજોએ કાન દીધા.

ઝગલુલે જોયું કે પરાધીન પ્રજાઓને માટે તેમની સ્વાધીનતા પાછી મેળવવાનો એક જ માર્ગ છે અને તે કટ્ટર અસહકારનો. તેણે પારીસથી પાછા આવી એ શસ્ત્ર અજમાવ્યું. ઇજીપ્તમાં અસહકાર શરૂ થયો. તમામ સરકારી સંસ્થાઓનો બહિષ્કાર મંડાયો. વિદ્યાર્થિઓ અને વિદ્યાર્થીનીઓએ, હજારોની સંખ્યામાં, તેમની શાળા કોલેજો છોડી. પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. સરકારી નોકરોએ અને અમલદારોએ સરકારી નોકરીઓ છોડી. આખું રાજતંત્ર અટકી પડયું.

હિન્દના અસહકારના પરિણામે જેમ ૧૯૨૧ના છેલ્લા મહિનાઓમાં લોર્ડ રેડિંગ કંપી ઉઠયા હતા અને ગમે તે શરતે સમાધાન માગતા હતા તેમ ઇજીપ્તમાં પણ એ ઘડી આવી. અંગ્રેજ સત્તાધીશોને ધોળે દિવસે આકાશમાં તારા દેખાઇ ગયા ! ઇજીપ્તને સ્વતંત્રતાનાં વચન અપાયાં. ઇજીપ્તની માગણીઓનો વિચાર કરવા મિલ્નર કમીશનની નિમણુંક કરવાનું જાહેરનામું બહાર પાડયું.

§ ૫

૧૯૧૯ના નવેમ્બરની ૧૦મી તારીખે, ઇજીપ્તનો સ્વરાજ્યનો દાવો તપાસવા મીલ્નર મીશનને ઇજીપ્ત મોકલવાની વિલાયતની પાર્લામેન્ટમાં જાહેરાત થઇ. એ વેળા ઝગલુલ–ઇજીપ્તનો એ વિધાયક–પારીસમાં હતો. તેણે ઇજીપ્ત ઉપર માત્ર ત્રણ શબ્દનું ટુંકું ફરમાન મોકલ્યું : 'મીલ્નર મીશનનો બહિષ્કાર કરો.' અને પછી એક મહિને ઇજીપ્તની ભૂમિ ઉપર મીલ્નર મીશને પગ મૂકયો. પણ એક મહિનામાં તો ઇજીપ્ત મીલ્નર–મીશનનો સદંતર બહિષ્કાર કરવાનો મક્કમ નિશ્ચય કરીને–એની સંપૂર્ણ તૈયારીઓ કરીને–મીશનના સ્વાગત માટે તૈયાર થઇ ગયું હતું.

નવેમ્બર ૧૦થી ડીસેમ્બર ૧૦ સુધી ઇજીપ્તના ગગનમાં એક જ સૂર ગાજતો હતો : 'મીલ્નર મીશનનો બહિષ્કાર કરો.' પારીસથી ઝગલુલે જે ફરમાન મોકલ્યું હતું તેનો એ અનેકગણો સબળ અને પ્રજાવ્યાપક પડછંદો હતો. મીશનના બહિષ્કારની અને બ્રિટન પ્રત્યે રોષની જોસભેર હલચલ ચાલી રહી હતી. બ્રિટિશ સત્તાધારીઓએ 'સ્વાધીન ઇજીપ્ત' મંડળના પ્રમુખ અને સર્વ સભ્યોને ગિરફતાર કર્યા, તમામ રાષ્ટ્રીય અખબારોને બંધ પાડયાં. તો યે એ હલચલ મોળી ન પડી, એ તો, ગંગા નદી તેના મુખ તરફ વિશાળ ને વિશાળ બનતી જાય તેમ, વિશેષ ને વિશેષ જોરદાર અને વ્યાપક બનવા લાગી. વડી ધારાસભા અને પ્રાન્તિક ધારાસભાના સભ્યોએ મીલ્નર મીશન સામે વિરોધ નોંધાવ્યો. ઉલ્માઓ, ઉમરાવો, વકીલો અને વિદ્યાર્થીઓએ પણ તેની સામે પોકાર પાડયો. ઇજીપ્તનાં શહેરોમાં હડતાલો પડી; ઇજીપ્તનાં ગામડાંઓ—જ્યાં બ્રિટિશ દમનનીતિ પૂરપાટમાં ચાલી રહી હતી—તેમણે પણ મીલ્નર મીશનની સામે સખ્તમાં સખ્ત અણગમો નોંધાવ્યો.

આમ જ્યારે આખી પ્રજા મીલ્નર મીશન સામે ઉકળી રહી હતી, ત્યારે થોડા સ્વાર્થસાધુઓએ મીશનનો સત્કાર કરી અંગત તલવાર સજી લેવાની તૈયારીઓ માંડી. પ્રજાથી એ ન સહેવાયું. પ્રજાના જુવાન વર્ગે તેમને એ પ્રયત્નો છોડી દેવા ચેતવણી આપી. પણ તો યે, પોતાને 'સ્વતંત્ર વિનીતો' તરીકે ઓળખાવતા એ ગૃહસ્થોએ મીશનની સાથે સહકાર કરવાની પેરવી જારી રાખી. આખરે એ પક્ષ ઉપર મિસરી જુવાનોએ જાસાચીઠીઓ મોકલી. ખૂન થવાની દહેશતથી અચકાઇને, તેમણે પોતાનું પાપાચરણ છોડી દીધું અને ઇજીપ્તનો પ્રજાસાગર મીલ્નર મીશનની સામે સિંહની ત્રાડથી ઘુરકવા લાગ્યો.

૧૯૧૯ની એ સાલ : ડીસેમ્બર મહિનો : એની દશમી તારીખ : એ દિવસે લોર્ડ મીલ્નર અને તેના ત્રણ અંગ્રેજ સંગા-

થીઓનું મંડળ ઇજીપ્તને કિનારે પગ મૂકતું હતું. ઇજીપ્તવાસીઓ બ્રિટિશ તાજની છાયા નીચે સ્વરાજ્ય મેળવવાને લાયક છે કે નહીં તેની તપાસ કરવા લોર્ડ મીલ્નરનું મંડળ બ્રિટિશ પાર્લામેન્ટ તરફથી ઇજીપ્ત આવતું હતું.

ઝગલુલની પ્રેરણા નીચે ઇજીપ્તની પ્રજાએ એનો સત્કાર કર્યો—નીચેના ઢંઢેરાથી : 'ઇજીપ્ત સ્વરાજ્યને લાયક છે કે નહીં, ઇજીપ્તવાસીઓ તેમના પોતાના દેશનો કારભાર ચલાવવાની શક્તિ ધરાવે છે કે નહીં, ઇજીપ્તની પ્રજા સ્વતંત્રતા સાચવી શકે તેમ છે કે નહીં એ તપાસવાનું કામ ઇંગ્લાંડનું કે અંગ્રેજોનું નથી. ઇંગ્લાંડ સ્વાધીનતાની નવાજેશ કરે અને ઇજીપ્ત તેનો ઝુકીને સ્વીકાર કરે, એવી ઇજીપ્તની પ્રજા પાસેથી આશા રાખવી એ અમારૂં ભયંકરમાં ભયંકર અપમાન છે. સ્વાધીનતા એ જો અમારો સ્વાભાવિક, જન્મસિદ્ધ હક્ક હોય, તો અમે એની કોઇની પાસેથી ભીખ માગવાના નથી; અમે એને માટે લાયક છીએ કે નહીં તે સંબંધમાં કોઇના પ્રમાણપત્રની અમને પરવા નથી. અમારો એ હક્ક અમારો જ છે. એનો કોઇથી ઇન્કાર થઇ શકે જ નહીં. ઇજીપ્તના ભાગ્યવિધાનનો અધિકાર ઇજીપ્તની પ્રજાનો જ છે.' લોર્ડ મીલ્નર, સર જોન મેકસવેલ, રેનેલ, રોડ, લોઇડ : ઇજીપ્તના સ્વરાજ્યના અધિકારની તપાસ કરવા આવેલું એ અંગ્રેજી 'શાહી પંચ' સજ્જડ થઇ ગયું.

અને પછી ઝગલુલના શબ્દે ડોલતા ઇજીપ્તે એ બહિષ્કાર શી રીતે આચર્યો? એ કથા રોમાંચકારી છે. જગતના ઇતિહાસમાં અદ્વિતીય છે. જગતની જે જે પ્રજાઓને પોતાની સ્વાધીનતા જીતવા લડતો લડવાની છે તેમને માટે સોનેરી બોધપાઠ આપનારો એ શૌર્યપ્રેરક ઇતિહાસ છે. ઝગલુલના જીવનનું એ તેજસ્વી પ્રકરણ છે. ઝગલુલની મનોભાવનાઓએ સ્થૂળ વાઘા પહેરી ઇજીપ્તની રમણીય ધરતી ઉપર કેવી વિજય ક્રીડા કરી, એની એ પ્રેરણાદાયી તવારીખ છે. જે દિવસે મીલ્નર મીશન ઇજીપ્તના કિનારા ઉપર પગ મૂકતું

હતું, તે દિવસે ઇજીપ્તભરમાં સાર્વજનિક હડતાલ હતી. ઇજીપ્તના દૂર દૂરના ખુણામાં પડેલાં ગામડાંમાં પણ એ દિવસે હડતાલ હતી. એ ગામડાંનો ગામડીયો મિસરી પણ મીલ્નર મીશનના બહિષ્કારના પયગામથી પરિચિત હતો. કોઇ મહાપુરૂષનું મૃત્યુ થયું હોય અને સકળ પ્રજા તેની મૈયતમાં કબ્રસ્તાને સીધાવી હોય અને પાછળ શહેરો અને ગામો શ્મશાન જેવાં સુનસાન દેખાતાં હોય, એવો એ દિવસે ઇજીપ્તના લગભગ બધાં જ શહેરો અને ગામોનો દેખાવ હતો. અને પાટનગરનું દૃશ્ય તો ક્યાંય વિશેષ વિકરાળ હતું. ઇજીપ્તનો એવો સત્કાર પામીને, પોતાના રક્ષણ માટે ફરતી લશ્કરી મોટરો અને ઉપર વિમાનોથી સંરક્ષિત બનીને મીલ્નર મીશન પોતાને ઉતારે પહોંચ્યું. મિસરી પ્રજાએ ઝગલુલના જયનાદથી ગગન વિદાર્યું. ઝગલુલના સાથીઓ મીલ્નર મિશનની આવી દયામણી દશા થયેલી જોઇ ઝગલુલને વન્દન કરી રહ્યા.

પછી ઇજીપ્તની પ્રજા માત્ર એક દિવસની હડતાલ પાડીને જ બેસી રહી નહીં. તેણે નિશ્ચય કર્યો હતો કે જ્યાં સુધી મીલ્નર મીશન ઇજીપ્તમાં રહે ત્યાં સુધી ઇજીપ્તના પ્રજાત્વનું તેમને બરાબર જ્ઞાન થાય એવાં પ્રદર્શનો ચાલુ રાખવાં. એટલે, મીશનના આગમનના દિવસથી જ, ઇજીપ્તના તમામ વકીલોએ આઠ દિવસની હડતાલ જાહેર કરી અને સરકારી અદાલતોમાં ન જવાનું નક્કી કર્યું. બીજી પાસ ઇજીપ્તના તમામ સરકારી નોકરોએ ત્રણ અઠવાડિયાં સુધી હડતાલ પાડી. તમામ પંક્તિના મિસરી નોકરીયાતોએ કામ પડતુ મૂકી દીધું અને મીલ્નર મીશનને ઘડીભર થરથરાવી મૂક્યુ.

અને આમ જ્યારે વકીલો અને નોકરીયાતો હડતાલ પાડી બહિષ્કારની ઝુંબેશને અમાપ નવું જોર આપે, ત્યારે ઇજીપ્તનો જુવાન વર્ગ, ઝગલુલનો પ્યારો તરૂણ વિદ્યાર્થીસમુદાય પાછળ કેમ રહી શકે? ઇજીપ્તની તમામ શાળાઓના વિદ્યાર્થીઓએ—કુમારોએ

અને કુમારીઓએ શાળાઓ ખાલી કરી અને મિસરી સ્વાધીનતાની પતાકાઓ લઇ, સરઘસ રૂપે ફરવા માંડયું.

પોતાને મિસરી કહેવડાવવામાં મગરૂબી લેનાર દરેકે દરેક આદમી અને ઓરતને આમ પ્રજાકીય નિરધારને શિર નમાવતાં અને બહિષ્કારની ઝુંબેશને વધાવી લેતા જોઇને, ઇજીપ્તના પ્રધાનોથી પણ ન રહેવાયું. તેમણે પણ પોતાના માનવંતા હોદ્દાઓનો ત્યાગ કર્યો અને પ્રજાકીય હડતાલમાં સાથ દીધો. મીશનને ઝગલુલના નામનો પ્રભાવ સમજાવા લાગ્યો.

ત્રણ ત્રણ અઠવાડિયાં સુધી, ઇજીપ્તનો આ જુવાળ જોઇ—અને તેને દિવસે દિવસે વધારે ને વધારે ચડતો જોઇ, લોર્ડ મીલ્નર મુંઝાયા. તેણે એક દાવ નાખ્યો. મીસરીઓને શાન્ત કરવા એક જાહેરનામું બહાર પાડયું. તેમાં મિસરીઓને કહેવામાં આવ્યું કે 'તમે અમારી પાસે આવી તમને ઠીક પડે તે વાત કરી શકો છો. તમારે અમારાથી ડરવાનું કોઇ કારણ નથી. અને આપણે એક બીજા હળીએ મળીએ, દિલ ખોલીને વાતો કરીએ, અમારી વાત તમે સમજો અને તમારી વાત અમને સમજાવો તો જ, આપણી વચ્ચેની ગેરસમજુતીનો અંત આવે અને આપણે સમાધાન ઉપર આવી શકીએ ને ?'

ચકોર મિસરીઓ એમાં ન છેતરાયા. તેમણે માખીબાઇ બનવાની અને કરોળીયાભાઇની જાળમાં ફસાવાની સાફ ના સંભળાવી. રાષ્ટ્રીય ઇજીપ્તે, મીલ્નરના જાહેરનામાં સામે પડકાર દીધો કે : 'તમારી ભલી મુરાદોને માટે ઇજીપ્ત તમારૂં આભારી છે. પણ જ્યાં સુધી અમારા સિદ્ધાન્તોનો સ્વીકાર ન થાય, જ્યાં સુધી ઇજીપ્તના સંપૂર્ણ સ્વાધીનતાના ધ્યેયને તમે કબૂલ ન રાખો. ત્યાં સુધી અમને તમારો સહકાર ન જોઇએ.' મીશનનો બહિષ્કાર અખંડ ચાલુ રહ્યો.

આ બહિષ્કારની હલચલમાં મિસરી વિદ્યાર્થીઓએ સરસ ફાળો આપ્યો. તેમણે હડતાલો પડાવી, સરઘસો ગોઠવ્યાં, દુકાન-

દારોને દુકાનો બંધ રાખવા સમજાવ્યા અને સેમીરામીસ હોટેલ—કે જ્યાં મીલ્નર મીશનનો ઉતારો હતો—તેને ફરતો ચોવીસે કલાક પહેરો રાખ્યો કે જેથી કોઇ મિસરી તેમની પાસે જઇ શકે નહીં. મીશનનો કોઇ સભાસદ મોટરમાં બેસીને હોટેલની બહાર જાય કે તરતજ વિદ્યાર્થીઓની એક ટુકડી, મોટરમાં ચડી તેમની પાછળ પડી જ હોય ! મીશનના એક સભ્યે થાકીને પોકાર કર્યો કે 'મિસરી વિદ્યાર્થીથી તો તોબાહ, બાર વખત તોબાહ ! અમને કોઇને એક મીનીટ પણ રેઢા મૂકતા નથી !'

આ બહિષ્કારની હલચલમાં ઇજીપ્તના નારીસંઘે પણ વિસ્મય પમાડે એવો અગ્રેસર ભાગ લીધો. હિન્દુસ્તાન અને ઇજીપ્ત પ્રત્યે અભાવનું વાતાવરણ ઉત્પન્ન કરવાની મથામણ કરવા માટે નામચીન બનેલા સર વેલેન્ટાઇલ શિરોલને ઇજીપ્તની બહાદૂર મહિલાઓની આ વેળા મોંમાં આંગળાં નાંખીને સ્તુતિ કરવી પડી છે. ૧૯૨૦ના જાન્યુઆરીની ૨જી તારીખના 'ટાઇમ્સ'માં તે લખે છે કે :

'આ દિવસોમાં મિસરી સ્ત્રીઓનાં ટોળે ટોળાં શેરીઓમાં ઉતરી પડયાં હતાં. ઉમરાવ કુટુમ્બની નારીઓ તેમના પડદા અને કાળા ઝભ્ભા સહિત અને બીજી નારીઓ ઉઘાડે મોંએ નીકળી પડી હતી. બહિષ્કારના દેખાવોમાં તે મોખરે ચાલતી. તેઓ પોતાનાં સરઘસ કાઢતી—તેમની ગાડીઓમાંથી સ્વાધીનતાની વીરહાક ગજાવતી અને 'અંગ્રેજોને હાંકી કાઢો'ના ગગનસ્પર્શી પડકારો કરતી અને રાષ્ટ્રીય પતાકાઓ ફરકાવતી. તેઓ ઝગલુલ પાશાના મકાન પાસે ટોળે મળતી અને મકાનની અટારીએથી ઝગલુલની મહોરદાર તેમને ભાષણો આપતી.

'તેઓ, હુલ્લડમાં મરાયેલા મિસરીઓના જનાજાની પાછળ વિલાપ કરતી નીકળતી અને કોઇ કોઇ વેળા તો પોતે ખુદ તોફાનમાં પણ ઝંપલાવતી. જ્યારે સરકારી નોકરોએ હડતાલ જાહેર કરી, ત્યારે તેઓએ સરકારી ઓફિસોને દરવાજે પોતાનો

પહેરો ગોઠવી દીધેલો કે જેથી કોઇ માણુસ પાછો કામે જઇ શકે નહીં.

'છેલ્લા બે મહિનામાં તો આ સ્ત્રીઓની ટુકડીઓએ જાહેર ટ્રામગાડીઓનો કબજો લઇ લેવાનું અને તેમાં બેસીને તેને મરજી મુજબ હંકારતાં હંકારતાં, 'મીશનનો બહિષ્કાર કરો, મીશનનો બહિષ્કાર કરો' એવા હાકો પાડવાનું જ કામ કર્યા કર્યું છે. તેઓ પોતાની પાસે કાગળના નાના વાવટા રાખતી અને જે કોઇ યુરોપીયન તેમની સામે મળે તેના મોં ઉપર ફેંકતી.

'મોટી નારીઓનો આ ચેપ કન્યાશાળાઓમાં પણ પહોંચી ચૂકયો હતો. કન્યાશાળાની કન્યાઓએ પણ, વિદ્યાર્થીઓની જેમ, હડતાલ પાડી હતી અને કેળવણીખાતાના પ્રધાન ઉપર તારો મોકલી, મીલ્નર મીશન સામે પોતાનો વિરોધ જાહેર કર્યો હતો. કન્યાઓની હડતાલની આ હલચલ એટલી સર્વવ્યાપી અને સજ્જડ હતી કે ખુદ પ્રધાનોને ફરિયાદ કરવી પડતી કે અમે અમારી પુત્રીઓને રોકી શકતા નથી.

'ઇજીપ્તની મહિલાઓ જે જુસ્સો બતાવી રહી છે તેની પાછળ રહેલી અતિ વ્યાપક કટુતાનો ગભીરપણે વિચાર નહીં કરવામાં આવે તો એ જબ્બર ભૂલ કરી ગણાશે. મિસરી મહિલાઓની આ હલચલ એ, બ્રિટિશ 'પચાવગીરો'ની સામે ઉદ્દામ પક્ષની ઝુંબેશને પરિણામે આજે ઇજીપ્તમાં ફેલાયેલી બળવાની ઉગ્ર ભાવનાનું પ્રતિબિમ્બ છે.'

આમ, ઇજીપ્તના અણુએ અણુ ઉપર ઝગલુલનો વિજય લખાયેલો વાંચી, વેલેન્ટાઇલ શિરોલ જેવાને ઝગલુલની ઝુંબેશની આટલી ગંભીર નોંધ લેતો જોઇ ઇજીપ્તની પ્રાન્તિક ધારાસભાઓએ અને વડી ધારાસભાઓએ મળીને મીલ્નર મિશન પ્રત્યે ઘૃણાભાવ બતાવનારા, ઝગલુલનું અનુમોદન કરનારા અને પોતાની સ્વાધીનતાની ઉદ્દઘોષણા કરનારા ઠરાવો કર્યા. ઇજીપ્તનાં ગામ ગામડાંના સરકારી

મુખીઓએ અને નાયકોએ ગામે ગામથી એ ઠરાવોનો પ્રતિઘોષ કરનારાં જાહેરનામાં બહાર પાડયાં. અલ અઝહર વિદ્યાપીઠે–જેના કુલપતિ ઇજીપ્તના સુલતાન છે–તેણે પણ વિજ્ઞાપન બહાર પાડીને ઇજીપ્તની પ્રજાના સંપૂર્ણ સ્વાધીનતાના દાવાનું સમર્થન કર્યું. સુલ્તાનના કુટુમ્બના શાહજાદાઓએ પણ રાષ્ટ્રીય ઇજીપ્તના બહિષ્કારના કાર્યક્રમની જાહેરમાં તરફદારી કરી.

આ રીતે મીલ્નર મીશને ત્રણ મહિના સુધી હોટેલમાં બગાસાં ખાધાં કર્યાં, પણ તેઓ એક પણ મિસરીની જુબાની લઇ શક્યા નહીં કે એક પણ મિસરી સંસ્થાને સહકાર કરવા લલચાવી શક્યા નહીં. મિસરી પ્રજામાં ભાગલા પાડવામાં, યુક્તિ-પ્રયુક્તિથી તેનું સંગઠન તોડવાનાં પ્રયાસમાં તેઓ નિષ્ફળ નીવડ્યાં. મીલ્નર સાહેબ આખરે થાકયા, નિરાશ થયા અને વિલાયત પાછા ફરવા બિસ્તરા બાંધવા માંડયા.

દરમ્યાન ઇજીપ્તની વડી ધારાસભાના પ્રજાનિયુક્ત સભ્યોએ એક વિશેષ વાર મળી. ઘોષણા કરી કે 'ઇજીપ્ત' સ્વાધીન છે અને ઇજીપ્તની પ્રજા એ સ્વાધીન, સ્વતંત્ર પ્રજા છે.' ઇજીપ્તમાં ઘેર ઘેર સ્વાધીનતાનો ઉત્સવ ઉજવાઇ રહ્યો. ઇજીપ્તનુ આકાશ 'ઇસ્તીકલાલ'ના અવાજથી ગાજી રહ્યું.

મીલ્નર મીશન આખરે, નાસીપાસ બનીને ૧૯૨૦ના માર્ચ મહિનામાં પાછું વિજ્ઞાયત સીધાવ્યું. મીલર અને તેના સાથીઓ મિસરીઓની જુબાનીઓ તો ન લઇ શક્યા, મિસર બ્રિટિશ તાજની છાયા નીચે સ્વરાજ્ય મેળવવાને લાયક છે કે નહીં તેની તપાસ તો ન કરી શક્યા, પણ એક ગાંઠ વાળી ગયા કે ઇજીપ્તને જાળવી રાખવું હોય તો શાંત કર્યે જ છુટકો છે.

સામ્રાજ્યની રક્ષાને માટે ગમે તેવી મૂકછોડ કરવાને તૈયાર સાચા દેશભક્ત લોર્ડ મીલ્નરે, ઇંગ્લાંડ પહોંચી, ઇજીપ્તની સાચી સ્થિતિથી તેના દેશબંધુઓને પરિચિત કર્યાં અને ખોટી પ્રતિષ્ઠાનો

મોહ છોડી, સાચા મુસદ્દીને શોભે તે રીતે તેણે ઇજીપ્તની પ્રજાના સરદાર ઝગલુલને સીધા સંબોધવાનું શરૂ કર્યું. તેણે ઝગલુલને અને તેના સાથીઓને વિલાયત આવવા અને સમાધાનની શરતો રજૂ કરવા વિનતિ કરી—એ જ ઝગલુલ કે જેને બ્રિટિશ સરકારે ઇજીપ્તની પ્રજાના પ્રતિનિધિ તરીકે સ્વીકારવા ના પાડેલી, એ જ ઝગલુલ કે જેને બ્રિટિશે વિલાયત આવવાનો પાસપોર્ટ આપવા ના સંભળાવેલી, એ જ ઝગલુલ કે જેને બ્રિટિશોએ ગિરફતાર કરેલો અને દેશપારી ફરમાવેલી, એ જ ઝગલુલ કે જેને મુલાકાત આપવાની પણ આજ સુધી અભિમાની બ્રિટિશો ના સંભળાવ્યા કરતા.

૬૬

લોર્ડ મિલ્નરની વિનતિને વશ થઇ સાત સહચારીઓ લઇ, ઝગલુલ ૧૯૨૦ની ૭મી જુને વિલાયત પહોંચ્યો. વિલાયતમાં લોર્ડ મિલ્નરની પાસે તેણે ઇજીપ્તની માગણીઓ મૂકી. પણ ખાસ પરિણામ ન આવ્યું.

આખરે, ગ્રેટબ્રિટનની સરકાર તરફથી ૧૯૨૧ના માર્ચ મહિનામાં ઇજીપ્ત પરત્વે જાહેરનામું બહાર પડયું. તેમાં જાહેર થયું કે આજથી ગ્રેટબ્રિટન ઇજીપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કરે છે. પણ સ્વતંત્રાને મર્યાદિત બનાવનારી કેટલીક શરતો પણ એ જ જાહેરનામામાં પ્રકટ થઇ. સંપૂર્ણ સ્વાધીનતાના પૂજારી ઝગલુલ-પક્ષને એ શરતો કેમ રૂચે?

ઝગલુલે ઇજીપ્ત પાછા આવી બેવડા જોરથી પોતાની સંપૂર્ણ સ્વાધીનતાની ચળવળ ઉપાડી. તેણે મિસરના વિભાગે વિભાગમાં ભ્રમણ કર્યું અને મિસરીઓને આદેશ દીધો કે 'સંપૂર્ણ સ્વાધીનતા—અને લગીરે ઓછું નહીં—એ જ તમારૂં નિશાન

રાખજો.' એવો આદેશ આપીને ઝગલુલ ઇજીપ્તના પાટનગરમાં પાછો ફર્યો. ૧૯૨૧ના ડીસેમ્બર માસમાં તેણે એક જંગી રાજદ્વારી સભા બોલાવી અને તેની સમક્ષ રાજકીય લડતના નવા કાર્યક્રમની રૂપરેખાઓ જાહેરમાં મૂકી. એ જોઇ તે વખતના ઇજીપ્તના હાઇ કમિશ્નર લોર્ડ એલેન્બીના હૃદયમાં ભારે ભીતિ પેસી ગઇ. તેણે ઝગલુલ ઉપર હુકમ મોકલ્યો કે તમારે રાજદ્વારી ચળવળમાંથી મુક્ત થવું અને તમારા મૂળ વતનના ગામડામાં જઇને રહેવું. ઝગલુલ એવા અવિચારી અને ઉદ્ધત હુકમનો શો જવાબ આપે ? તેની પાસે તો એક જ જવાબ હતો અને તે એ કે 'હું મારૂં કાર્ય છોડવાનો નથી.' લોર્ડ એલેન્બીની આંખો રાતી બની. પોતાના હુકમની અવગણના કરનાર ઇજીપ્તના આત્મારામ ઝગલુલ સામે કોઇ પણ આરોપ પુરવાર કર્યા વિના, તેણે તેને દેશપાર કરવાનો હુકમ ફરમાવ્યો.

પોતાના સર્વોપરિ દેશનાયકને દેશપાર જતો જોઇ—મિસરને નામે, એકોતેર વર્ષની વૃદ્ધાવસ્થામાં, લથડી પડેલ તબિયત લઇને, જ્યારે સૌ કોઇ સર્વ પ્રવૃત્તિ છોડી જીંદગીના છેલ્લા દિવસો સુખમાં ગાળવા તલસે ત્યારે, ઝગલુલને ત્રીજી વખત એ સજાને વધાવી લેતો જોઇ—એ મહાપુરૂષને વંદના કરવા લોકોનાં ટોળેટોળાં એના ઘર આગળ ઉભરાવા લાગ્યાં. બાળક, જુવાન, વૃદ્ધ, સૌ કોટિના મિસરિઓએ તેમના સરદારના ઉપર ઘેરો નાખ્યો અને 'ઘણું જીવો ઝગલુલ પાશા'ના જયનાદથી ગગન ગજાવી મૂક્યું.

અંગ્રેજ સેનાપતિએ ફરમાન કાઢ્યું કે ઝગલુલનો નામોચ્ચાર કોઇ પણ વર્તમાન પત્રમાં, કોઇ પણ ભાષામાં, ક્યાંય પણ, કોઇએ પણ, કદિ ન કરવો. એ આજ્ઞા તોડનાર અંગ્રેજ સેનાપતિનો ભોગ થઇ પડશે. એ હુકમ નીકળ્યા પછી, રમઝાનને છેલ્લે દિવસે કેરો નગરની બધી મસ્જીદો મિસરીઓથી ચિકાર ભરાઇ ગઇ હતી. કેરોની મુખ્ય મસ્જીદમાં કેરોના તમામ નામાં-

ક્તિ ખાનદાન શહેરીઓ નમાઝ પઢવા આવ્યા હતા. ઇજીપ્તનો ખુદ રાજા પણ પોતાના આખા પ્રધાન મંડળ સાથે હાજર હતો. પંદર હજારની જબ્બર મેદની જામી હતી. શહેરીઓની પાંચ પાંચની હારની વચમાં નાગી તલવાર વાળા લશ્કરી સિપાઇઓની એક એક હાર ગોઠવી દેવામાં આવી હતી. રખેને કોઇ તોફાન કરે, રખે ને કોઇ ઝગલુલના નામનો ઉચ્ચાર કરે, રખે ને કોઇ ઝગલુલના પક્ષમાં ભાષણ કરી નાખે! બંદગી પૂરી થઇ. સર્વત્ર ચુપકી પથરાઇ રહી. એટલામાં મસ્જીદના એક ખુણામાંથી એક કોમળ, મધુર, સ્પષ્ટ સ્વર ગુંજી રહ્યો : ' ઘણું જીવો ઝગલુલ પાશા ! અને તુરત આખી પંદર હજારની મેદની—અધિકારી અને બીન અધિકારી. સરકારપક્ષી અને પ્રજાપક્ષી સર્વેને મોંએથી પ્રતિઘોષ થયો : 'ઘણું જીવો ઝગલુલ પાશા ! ઘણું જીવો ઝગલુલ પાશા !'

અંગ્રેજ સેનાપતિનું મિસરી પ્રજાએ આવી રીતે સન્માન કર્યું. ઝગલુલને દેશપારીનો હુકમ મળ્યો ત્યારે તેની આવી અજબ લોકપ્રિયતા હતી. એ સમયે ઇજીપ્તની સર્વ કોટિની જનતાના હૃદયમાં તેનું આવું અનેરૂં સ્થાન હતું.

અને ઝગલુલની પાછળ તેનો તાજ કોણે પહેર્યો ? તેનું કામ કોણે ઉપાડી લીધું ? દેશબંધુ ચિત્તરંજનદાસ જેલ જતાં તેમની જવાબદારીઓ શ્રીમતી વાસન્તીદેવીએ ઉપાડી લીધી હતી; ગાંધીજી યરોડાની દીવાલો પાછળ પુરાતાં લડત ચાલુ રાખવાની હાકલ શ્રીમતી કસ્તુરબાએ પાડી હતી, તેમ ઇજીપ્તમાં પણ ઇજીપ્તનો સરદાર ઝગલુલ દેશપાર થતાં એ સરદારી ઝગલુલના સહધર્મચારિણી શ્રીમતી સોફિયા બાનુએ હસતે મોંએ સ્વીકારી લીધી. લોર્ડ એલેન્બીએ જ્યારે તેમને સંદેશો મોકલાવ્યો કે ' આપને આપના પતિની સાથે જવું હોય તો તેમ, નહીં તો બીજા સુંદર હવા ખાવાના સ્થળે જવાની વ્યવસ્થા થઇ રહી છે' ત્યારે એ બહાદૂર નારીએ એ તુમાખી અંગ્રેજને જવાબ મોકલ્યો કે 'હું તો અહીં જ રહેવાની છું અને મારા ખાવિન્દનું કાર્ય

ઉપાડી લેવાની છું. તમે ઝગલુલના શરિરને દેશપાર કરી શકશો, પણ તેનો આત્મા તો અહીં અમારી વચ્ચે અહર્નિશ હાજર જ રહેશે. અહીં, તેના જ ઘરમાં, તેના જ આસને, તેનું જ કામ, હું તેની મહોરદાર આગળ ધપાવીશ. ઝગલુલ કદાચ પરભૂમીમાં બેહિસ્તનશીન થાય તો પણ શું ? તેની પાછળ તેના અનુયાયીઓની હારની હાર ચાલી નકળશે. એ પ્રવાહ તમારો કે કોઇનો રોકયો રોકાવાનો નથી. ઇજીપ્તની સ્વતંત્રતા અમને પુનઃ પાછી મળ્યા પછી અમે જંપવાના છીએ.'

અને સાચ્ચે જ સોફિયા બાનુએ ઇસ્તીકલાદની લડત બરાબર જોરથી ચાલુ રાખી. તેણે અંગ્રેજી માલનો બહિસ્કાર શરૂ કર્યો. ઇજીપ્તની રાજધાની કેરોમાં ૪૦ સ્ત્રીઓની બહિષ્કાર–સમિતિ નિમાઇ અને દેશભરમાં તેની ઉપસમિતિઓ સ્થાપવામાં આવી. સોફિયા બાનુની પ્રેરણા નીચે મિસરની પરદાનશીન સ્ત્રીઓએ અંગ્રેજી માલ ન ખરીદવા મિસરી દુકાનદારોને વિનવવા ચોકીપહેરાની પ્રવૃત્તિ ચલાવી.

આ બધી પ્રવૃત્તિને પરિણામે ઝગલુલની ગેરહાજરીમાં પણ ઇજીપ્તમાં સ્વાધીનતાની લડતનો જુસ્સો ઉત્તરોત્તર વધતો જ ગયો. જગતે જોયું કે ઝગલુલની ગેરહાજરીમાં ઇજીપ્તની પ્રજાનું નેતૃત્વ કરે એવી વીરાંગના નારીઓ પણ ઇજીપ્તમાં છે.

§૭

૧૯૨૩ના એપ્રિલ માસમાં ઝગલુલને નબળી તબીયતને કારણે દેશપારીની સજામાંથી મુક્તિ બક્ષવામાં આવી. ઝગલુલને માટે અધીરી મિસરી પ્રજાએ તેનું બાદશાહી સ્વાગત કર્યું. ઝગલુલે ઇજીપ્તમાં પગ મુકતાંની સાથે જ, ૧૯૨૩ના ફેબ્રુઆરી માસની ૨૮મી તારીખે ઇંગ્લાંડના વડા પ્રધાન લૉઇડ જ્યોર્જે ઇજીપ્તને

'સ્વાધીનતા' અક્ષવાનો જે ઠગારો ખરીતો બહાર પાડ્યો હતો તેની સખ્ત ઝાટકણી કાઢી નાખી. એ ખરીતાને અંગ્રેજોની ધૂર્તતા અને કપટબાજીનાં નામ આપ્યાં અને ઇજીપ્તવાસીઓને સાચી અને સંપૂર્ણ સ્વાધીનતા મેળવવા વધારે જોખમદાર પ્રયત્નો કરવા હાકલ દીધી. બીજી તરફથી, એ જ ઉદ્દેશથી, તેણે પોતે ૧૯૨૪ના જાન્યુઆરીમાં, નવાં બંધારણ મુજબની ધારાસભાને સર કરી લેવા પોતાના પક્ષને ચૂંટણીમાં ઉતારવાની તૈયારી કરી. એ ચૂંટણીમાં ઝગલુલના પક્ષે ધારાસભાની કુલ ૯૦ ટકા જગ્યાઓ સર કરી લીધી. ઝગલુલ પાશાએ પોતાનું પ્રધાનમંડળ રચ્યું. ઝગલુલના મસ્તક ઉપર ઇજીપ્તના વડા પ્રધાનનો તાજ પહેરાવાયો.

પોતાના હાથમાં દેશની લગામો આવતાં જ, તેણે ઇજીપ્તની સંપૂર્ણ સ્વાધીનતાનો પ્રશ્ન ઉપાડ્યો. ઇજીપ્તને જે પાંચ શરતોએ સ્વાધીનતાની બક્ષિસ કરવામાં આવી હતી તે પાંચ શરતો કઢાવી નાખવા ઝગલુલે પ્રયાસ માંડ્યો. એ વેળા વિલાયતમાં મજૂર-પક્ષ સત્તાધીશ હતો અને રામસે મેકડોનલ્ડ વડા પ્રધાનની ગાદી ઉપર હતો. ઝગલુલ સમાધાનની આશાએ ઇંગ્લાંડ ગયો. વિલાયતના અને ઇજીપ્તના વડા પ્રધાનોની મુલાકાત થઇ. ઝગલુલ અને મેકડોનલ્ડે દિલ ખોલીને વાતો કરી. ઝગલુલે ઇજીપ્તની સ્વતત્રતાને સાચી સ્વતંત્રતા બનાવવા નીચેની શરતો મૂકી:

(૧) ઇજીપ્તના મુલકમાંથી અંગ્રેજ લશ્કરને ઉઠાવી લ્યો.

(૨) ઇજીપ્તના નાણાંખાતા અને ન્યાયખાતા ઉપર બેસાડવામાં આવેલા અંગ્રેજ સલાહકારોને પાછા બોલાવી લ્યો.

(૩) ઇજીપ્તના રાજકારભાર ઉપર—ખાસ કરીને તેના વિદેશ. વ્યવહાર ઉપર કોઇ જાતનો અંકુશ ન રાખો.

(૪) ઇજીપ્તમાં વસતા વિદેશીઓ અને નાની કોમોનું તેમજ સુએઝ કેનાલનું રક્ષણ કરવાનો દાવો છોડી દો.

(૫) સુદાન ઉપર ઇજીપ્તની સત્તા છે એટલે સુદાન બાબતમાં બધા પ્રકારની દખલ બંધ કરો.

પણ ઝગલુલના આ પાંચ મુદ્દાઓ પ્રત્યે રામસે મેકડોનલ્ડ કશું જ લક્ષ આપી શક્યો નહીં. ઝગલુલની અવગણના થઇ. કશું જ પરિણામ મેળવ્યા વિના ઝગલુલ પાછો ફર્યો.

અને એ જ વર્ષના—૧૯૨૪ના—નવેમ્બર માસમાં, ઇજીપ્તનો મામલો ફરીવાર રંગે ચડ્યો. સુદાનના ગવર્નર જનરલ સરદાર સર લી સ્ટોકસનું કેરો નગરના બજારમાં ધોળે દિવસે ખૂન થયું! અંગ્રેજોને એ વસમું લાગ્યું. તેમણે એ ખૂનની શિક્ષા તરીકે ઇજીપ્તને પાંચ લાખ પાઉન્ડનો દંડ અને બીજી સ્વતંત્ર પ્રજાને અપમાન કરનારી શરતો ફરમાવી. ઝગલુલે એવી બેઇજ્જતીભરી શરતો સ્વીકારવા કરતાં પ્રધાનપદનો ત્યાગ કર્યો.

૧૯૨૫માં ફરીવાર ચૂંટણીઓ થઇ ત્યારે પણ ઝગલુલના પક્ષે સબળ બહુમતી સાથે ધારાસભામાં પ્રવેશ કર્યો. પછી તો ઝગલુલની તબિયત દિવસે દિવસે વધારે પડતી ચાલી. તો યે જિન્દગીની છેલ્લી ઘડી સુધી એ રાષ્ટ્રવિધાતાએ પોતાનું રાષ્ટ્રવિધાનનું કાર્ય કર્યા કર્યું. આખરે ૧૯૨૭ના ઓગસ્ટ માસની ૨૩મી તારીખે એ નરવીર તેની કર્મભૂમિનો ત્યાગ કરી ખુદાના દરબારમાં ચાલી નીકળ્યો અને ઇજીપ્તના ઇતિહાસનું એક અત્યંત મહત્ત્વનું પ્રકરણ પુરૂં થયું.

ઇજીપ્તની સેવામાં જ જીવનપુષ્પ સમર્પી કૃતાર્થતા અનુભવનાર અને જીવનની છેલ્લી ઘડીઓએ પણ ઇજીપ્તનું જ નામ રટનાર આ ઝગલુલના દેશબાંધવોએ, એ વીરનર પ્રત્યે પ્રજાકીય પ્રેમભાવ દાખવવા, એ રાષ્ટ્રવિધાતાનું સ્મરણ પ્રજાકીય સ્મૃતિમાં શાશ્વત આંકી રાખવા, કેરો અને એલેકઝાન્ડ્રીઆ શહેરોમાં તેની આરસપ્રતિમાઓ સ્થાપવાનો નિશ્ચય કર્યો છે. વિશેષમાં, ઝગલુલનું મકાન ખરીદીને

ત્યાં ઝગલુલના મૃતદેહને સંઘરી રાખી અને તેની આસપાસ ઇજીપ્તના ગૌરવની વસ્તુઓનું સંગ્રહસ્થાન કરીને, ઝગલુલસંગ્રહસ્થાન રચવાનો નિર્ણય કર્યો છે.

ઇજીપ્તની પ્રજા વીર ઝગલુલની પ્રતિમા નિહાળશે ને તેના દર્શને નવપ્રેરણા પામી, સ્વમાન ભર્યું પ્રજાકીય જીવન જીવવાનો નવઉત્સાહ અનુભવશે. ઇજીપ્તના ભાવી પ્રજાજનો એ ઝગલુલ–સંગ્રહસ્થાનની યાત્રા કરશેઃ અને, ઇજીપ્તમાં જ્યારે ચોમેર અંધકાર છવાયો હતો, ઇજીપ્તના પ્રજાજન જ્યારે પરાધીનતાની જંજીરો પહેરી નિર્બળ જીવન જીવી રહ્યા હતા, ઇજીપ્તે જ્યારે પુનરુજ્જીવનની બધી યે આશાઓ છોડી દીધી હતી ત્યારે, એ અંધિકારને વિદારી પ્રકાશ પ્રગટાવનાર, એ પરાધીનતાની જંજીરો તોડી ફેંકી દેનાર, એ નિરાશાને સ્થાને નવ આશાનો સંદેશ આપનાર નરવીરના મૃતદેહનાં દર્શન કરી, એ સંગ્રહસ્થાનના પવિત્ર વાતાવરણમાંથી દેશપ્રેમ અને દેશસેવાનો નવો પયગામ મેળવી, મિસરની ભક્તિમાં જ જીવન અર્પી દેવાનો મક્કમ નિરધાર રચશે. એ ભાવી પ્રજાજનોનો સંઘ જગતને સુણાવશે કે ઝગલુલના દેહનું અવસાન થયું છે, પણ ઝગલુલ જીવે છે; અને નેપોલિયન ને નેલ્સન, લેનિન ને મેઝીની, તિલક ને ચિત્તરંજન, સુન યાટ સેન ને એવા અનેકાનેક રાષ્ટ્રવિધાયકો અનંત જીવન જીવી રહ્યા છે તેમ, સૃષ્ટિના અંત સુધી જીવ્યા કરશે.

§ ૮

ઇજીપ્તની આઝાદી–ઉત્સુક પ્રજાએ જેને પોતાના તારણહારના પૂજનીય સ્થાને સ્થાપ્યો, જેની આજ્ઞાઓ ઉઠાવવામાં જિન્દગીની કૃતકૃત્યતા માની અને જેના જીવનભરના પરિશ્રમને પરિણામે જોતજોતામાં જગતની નજરમાં માનવંતુ સ્થાન મેળવ્યું, એ ઝગલુલના મૃતદેહ ઉપર તેણે, કેવાં આંસુ સાર્યાં છે, કેવો

હૃદયભેદક વિલાપ કર્યો છે તેનું બયાન એક હિન્દી મુસ્લીમ બાંધવ સ્વાનુભવથી જ આપે છે. મૌલાના નુરૂલ હક નદલી, જે અરબ્બી ભાષાનો અભ્યાસ કરવા અને તેને અંગેનું સંશોધન કાર્ય કરવા ઇજીપ્તના પાટનગર કેરોની જગવિખ્યાત અલ અઝહર વિદ્યાપીઠ ( જેમાં આજે ૨૦,૦૦૦ વિદ્યાર્થીઓ સરસ્વતીની આરાધના કરી રહ્યા છે )માં ચાર વર્ષ રહી, ઝગલુલના અવસાન પછી તુરત જ હિન્દ પાછા ફર્યા છે તે એક અખબારનવેશની પાસે* કહે છે કે :

'ઝગલુલ પાશાનું અવસાન થયું ત્યારે હું કેરોમાં હતો અને તેની મૈયતમાં મેં ભાગ લીધો હતો. કેરોમાં તે દિવસે મેં જે દૃશ્યો જોયાં છે તે હું મારી જીન્દગીમાં નહીં ભૂલી શકું. ઝગલુલ એટલે ઇજીપ્તના જુવાનોને મન તેમનો ખુદા : અને ઇજીપ્તનાં સ્ત્રી, પુરૂષો, બચ્ચાં સૌને મન તેમનો તારણહાર. ઝગલુલ માટે ઇજીપ્તની પ્રજામાં જે ભક્તિ ઉભરાતી મેં જોઇ છે તેવી મેં ક્યાંય-ખાસ કરીને હિન્દુસ્તાનમાં તો કદિ નથી જોઇ. ઝગલુલનો જનાજો નીકળ્યો તે વેળાનાં દૃશ્યો એટલાં ભવ્ય, એટલાં ગંભીર, એટલાં અભૂતપૂર્વ અને એટલાં હૃદય-સ્પર્શી હતાં કે બુઢ્ઢામાં બુઢ્ઢા મિસરીઓએ ભીની આંખે મને કહ્યું છે કે આવો સાર્વજનિક અને પ્રજાવ્યાપી વિલાપ કોઇ દિવસ મિસરી પ્રજાએ કોઇ મૃત્યુની પાછળ કર્યો હોય એવું અમારા સ્મરણમાં નથી. ઝગલુલે જીન્દગીભર ઇજીપ્તની જે અમૂલ્ય સેવા કરી, મિસરી પ્રજાના પુનરૂદ્ધારની સાધનામાં જે ધગશથી શરીર નીચોવી નાંખ્યું, તેને સંભારી સંભારીને, ઝગલુલના મૃત્યુને દિવસે મિસરી જુવાનો અને મિસરી વૃદ્ધો, મિસરી ઓરતો અને મિસરી બાળકો આંસુની નદી વહાવતા હતા. ઝગલુલ તેનું સ્વપ્નું સિદ્ધ કરીને મરણ પામ્યા, પરિપકવ વયે તેણે આંખો મીંચી, તો યે, તેના મૃત્યુથી સારી મિસરી પ્રજાને સખ્ત આઘાત પહોંચ્યો છે, નાઇલના તીરના એ મુલકમાં પ્રત્યેક ઘરમાં ગમગીની રાજ્ય કરી રહી છે, સૌ કોઇને એમ થઇ રહ્યું છે કે અમે અમારો પિતા ગુમાવ્યો છે. કેરોના માર્ગો

ઉપર તો મેં લોકોને ટોળે મળી એમ પણ પોકાર કરતાં સાંભળ્યાં છે કે ઇજીપ્તનો આત્મારામ ચાલ્યો ગયો, ઇજીપ્ત આજે અનાથ બની ગયું છે.

'બેતુલ ઉમ્માત–પ્રજાભુવન–ઝગલુલના ઘરને મિસરી પ્રજા એ નામથી ઓળખે છે–એ મકાનથી કબ્રસ્તાન આઠ માઇલ દૂર છે. ઝગલુલના મૃતદેહે કબ્રસ્તાન તરફ કૂચ માંડી ત્યારે, એ આઠ માઇલનો માર્ગ શોકના શ્યામ પોશાક પહેરેલાં મિસરી સ્ત્રી. પુરૂષો અને બાળકોની ઠઠથી દટાઇ ગયો હતો. એ દૃશ્ય જોતાં મારી આંખો પણ ભીની બની. મારૂં મન એકદમ માદરે વતન હિન્દુસ્તાન દોડયું. મેં હિન્દી પ્રજા અને મિસરી પ્રજાની તુલના કરવા માંડી અને ઉંડો નિઃશ્વાસ મૂકયો. ઝગલુલના જનાજાના અને તે વેળાના માણસોના મહાસાગરના ફોટાઓ મારી કને આ રહ્યા. તે જોઇને તમે હેરત પામશો.'

ઝગલુલના મૃત્યુની ઇજીપ્તના રાજકારણ ઉપર શી અસર થશે? એવો અખબારનવેશે સવાલ પૂછતાં મૌલાના નુરૂલે કહ્યું :

'ઇજીપ્તનું રાજકારણ સમજવાને ત્યાંના જૂદા જૂદા રાજકારી પક્ષો સંબંધમાં પ્રથમ જ્ઞાન મેળવવું જોઇએ. ઇજીપ્તની મુસ્લીમ અને બીનમુસ્લીમ પ્રજા ચાર રાજકીય વિભાગોમાં વહેંચાયેલી છે: (૧) વતનીઓ, (૨) વાફ્દીઓ, (૩) બંધારણવાદીઓ, (૪) વિનીતો. વતનીઓ, જેઓના સરદારપદે હાફીઝ બે રમઝાન છે, તેઓ આ ઘડીએ ને આ ઘડીએ અંગ્રેજોને ઇજીપ્તમાંથી વિદાય લેવરાવવા માગે છે. તેઓ કહે છે કે 'ઇજીપ્ત અમારૂં છે અને અંગ્રેજોએ કોઇ પણ શરત વિના ઇજીપ્તમાંથી ચાલ્યા જવું જોઇએ.' બીજો પક્ષ વાફ્દીઓનો. તેમના સરદારપદે મહૂંમ સા'દ ઝગલુલ પાશા હતા. અને આજે ઝગલુલનો તાજ તેમના તેજસ્વી અનુગામી મુસ્તફા પાશા નાહસના મસ્તક ઉપર મૂકાયો છે. આ પક્ષ પણ અંગ્રેજોને ઇજીપ્તમાંથી હાંકી કાઢવામાં માને છે; પણ તેમની સાથે સંબંધ બગાડયા વિના એ વસ્તુ

સિદ્ધ કરવા મથે છે. બંધારણવાદીઓ બંધારણને આંચ ન આવે એવા માર્ગે ઇજીપ્તનું કલ્યાણ વાંચ્છે છે. અને છેલ્લા વિનીતો, જેઓ ઇત્તેહાદીઓના નામથી ઓળખાય છે તેઓ ગમે તે ભોગે અંગ્રેજોની સાથે ઇજીપ્તનું નસીબ જોડી રાખવા ઇચ્છે છે.

'આ ચાર પક્ષોમાંથી છેલ્લા બે પક્ષો તો સાવ નિર્જીવ છે. ઇત્તેહાદીઓમાં તો ઇજીપ્તની પ્રજાને રજ માત્ર આસ્થા નથી અને બંધારણવાદીઓના શુભાશય સિવાય તેમનામાં ઝાઝી શ્રદ્ધા નથી. આજે ઇજીપ્તમાં સૌથી વધારે સામર્થ્ય મર્હુમ ઝગલુલના વાફદ પક્ષનું છે. જે સ્થાન હિન્દમાં અસહકારી–સ્વરાજ્ય પક્ષનું છે, તે સ્થાન ઇજીપ્તમાં વાફદ પક્ષનું છે. એ વાવટા નીચે ઇજીપ્તની પ્રજાનો મોટો સમુદાય ખડો છે. અમુક યુરોપીયન અખબારોએ ઝગલુલના મૃત્યુ પછી ખબરો ફેલાવેલા કે વાફદ પક્ષ નિર્બળ બની ગયો છે. પણ એ જુઠ્ઠાણું છે. ઝગલુલે ઇજીપ્તની પ્રજાને એવી તૈયાર કરી છે કે ઇજીપ્તની સ્વાધીનતા સિદ્ધ કરવાના પ્રધાન મુદ્દા ઉપર બે ઇજીપ્તવાસીઓની વચ્ચે મતભેદ જ સંભવતો નથી.

'વતનીઓ થોડા વખતમાં સર્વોપરિ રાજકીય પક્ષ બની જશે એમ કહેવાય છે. પણ મને એ વસ્તુ બરાબર નથી લાગતી. ખરી વાત તો એ છે કે ઝગલુલના વાફદ પક્ષ અને રમઝાનના વતન પક્ષ વચ્ચે સાધ્ય પરત્વે એવો કોઇ ભેદ જ નથી. ઝગલુલ જ્યાં સુધી જીવતા હતા ત્યાં સુધી તો ઇજીપ્તની પ્રજાના હૃદયનાથ હતા. ત્યાં સુધી કોઇની તાકાત નહોતી કે તેનાં ઉચ્ચારણો કે આજ્ઞાઓ સામે આંગળી ઉંચી કરી શકે. ઝગલુલની જૈફ વય, દીર્ઘ સેવાઓ અને વિજયી વ્યક્તિત્વ : એ ત્રણને બળે ઝગલુલ તેના પ્રતિસ્પર્ધી પક્ષો પ્રત્યે બેપરવા રહી શકતા. તેના છેલ્લા દિવસોમાં, અવસ્થાની સાથે તે પરદેશીઓ સામેના પ્રકોપમાં થોડા મોળા પડી ગયેલા. પ્રજાએ તે ચલાવી લીધેલું–પ્રજાની ઝગલુલ માટે એટલી પ્રીતિ અને ભક્તિ હતી. હવે તેમના અનુગામી નાહાસ પાશાથી સંપૂર્ણતઃ ઝગલુલના પગલે

જ નહીં ચાલી શકાય, ઇજીપ્તના જુવાનોને સંતોષવા તે પક્ષે વધારે ઉગ્ર બનવું રહેશેઃ તો જ વાફદ પક્ષ સર્વોપરિ પક્ષ રહી શકશે. અને નાહાસ પાશા પોતે પણ જુવાન છે, તેની નસોમાં જુવાનનું લોહી વહી રહ્યું છે તેમજ તેને વતન પક્ષની સાથે ખુબ સહવાસ છે, એટલે તે પોતે સ્વયં ઉર્મિથી આદર્શસેવી બનશે. 'ઇજીપ્ત સ્વાધીન બનવું જોઇએ અને અંગ્રેજોએ ઇજીપ્ત છોડી જવું જોઇએ' એ ધ્યેયમંત્રનું વધારે જોરથી અને વધારે સક્રિયપણે રટણ થશે. આમ થશે તો વતન પક્ષ વસ્તુતઃ વાફદ પક્ષથી જૂદો જ નહીં રહે. સંક્ષેપમાં ઝગલુલના મૃત્યુ પછી મિસરી પ્રજાની સ્વાધીનતાની લડત વધારે જોશથી અને વધારે સંગઠિત રીતે આગળ ચાલશે એ પરત્વે મને કશો જ સંદેહ નથી. મારી માહિતીને આધારે હું તમને કહી શકું છું કે ઝગલુલે મરતાં પહેલાં સંખ્યાબંધ પાણીદાર જુવાન મિસરીઓને ચુનંદા લડવૈયા તરીકે તૈયાર કર્યા છે અને ઇજીપ્તની સારી પ્રજામાં નવો પ્રાણ ફૂંક્યો છે. આજે સારી મિસરી પ્રજાનો એક જ અડગ નિશ્ચય છેઃ 'સંપૂર્ણ સ્વાધીનતા અગર માનભર્યું મૃત્યુ.'

ઇજીપ્તની પ્રજા વચ્ચે ચાર વર્ષ વસીને અને ઇજીપ્તના રાષ્ટ્રીય પ્રાણનો સ્વાનુભવ કરીને પાછા ફરનારા મૌલાના તુરલ હક્ક કહે છે કે ઝગલુલે આપેલી તાલીમને પરિણામે મિસરી પ્રજાનો આજે એક જ નિશ્ચય છેઃ સંપૂર્ણ સ્વાધીનતા અગર માનભર્યું મૃત્યુ. તુરલ હક્ક કહે છે કે ઝગલુલના મૃત્યુ પછી ઇજીપ્તનો પરદેશીઓ સામેનો રોષ વધારે ઉગ્ર બનવા સંભવ છે—ઝગલુલ જેવી સંયમના પાઠ પઢાવનારી શક્તિ ખસી જતાં વાફદ પક્ષને સ્થાને વતન પક્ષનું પરિબલ જામે એ સંભવિત છે. અને વતન પક્ષ, જે અંગ્રેજોને એક ક્ષણ પણ ઇજીપ્તમાં ઉભા રહેવા દેવામાં નથી માનતો તે સર્વોપરિ બને તો તો દુનિયા કંઇક નવું જ નીરખશે. અને એ દિવસ દૂર નથી—ચાલ્યો આવે છે. ઝગલુલ મરણ નથી પામ્યા, ઝગલુલ જીવે છે;

ઝગલુલનાં પાર્થિવ તત્ત્વો લય પામ્યાં છે. પણ ઝગલુલનો જુસ્સો તો દ્વિગુણિત બની સારી મિસરી પ્રજાના અંતરમાં ઉતરી ગયો છે. ઝગલુલ જીવે છે! ઝગલુલ ઘણું જીવો!

૬૯

ઇજીપ્તના આકાશમાં પંચાવન વર્ષ સુધી આ રીતે અનન્ય પ્રકાશ પાથરી, ઇજીપ્તનો પરમ જ્યોતિર્મય એ ગ્રહ ઝગલુલ પાશા સત્યોતેર વર્ષની વયે, ૧૯૨૭ના ઓગસ્ટ માસની ૨૩મી તારીખે અસ્ત થયો.

ઝગલુલ જગતના ઇતિહાસમાં અમર નામ મૂકી જનારા સૌ રાષ્ટ્રવિધાતાઓનો સમોવડ ઇજીપ્તનો રાષ્ટ્રવિધાતા હતો. ઇજીપ્ત-માંથી ઝગલુલ બાદ કરતાં, પાછળ જાણે શૂન્ય શૂન્ય લાગે છે. ઝગલુલ એટલે ઇજીપ્તનો પુરુષોત્તમ. ઝગલુલ એટલે ઇજીપ્તની પ્રજાકીય એકતાનું મૂર્ત સ્વરૂપ. ઝગલુલ એટલે ઇજીપ્તની રાષ્ટ્રીય ભાવનાનો અવતાર. ઝગલુલ એટલે ઇજીપ્તની સ્વાધીનતાની લડતનો પિતા.

ઝગલુલ એટલે ઇજીપ્તના સર્વોત્તમ આદર્શોનો, ઇજીપ્તની દૃઢ વિજિગિષાનો, ઇજીપ્તની રાષ્ટ્રીય અસ્મિતાનો સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ.

એની પાછળ ઇજીપ્ત આખું મરી પીટતું. કારણ? કારણ એ ઇજીપ્તની પાછળ મરવા તૈયાર થયેલા. ઝગલુલને ઇજીપ્તવાસીઓ પૂજતા. શા માટે? ઝગલુલે ઇજીપ્તને માટે સર્વસ્વ સમર્પણ કરી દીધેલું. એ જીવ્યો ત્યાં સુધી એણે એક જ સ્વપ્નું સેવ્યું, એક જ અભિલાષાની આરાધના કરી; પોતાના દેશને સ્વાધીન બનાવવાનું એ સ્વપ્ન અને પોતાની પ્રજાને ઉન્નત મસ્તકે જગતની બીજી પ્રજાઓ સાથે હાથ મિલાવતી બનાવવાની એ

અભિલાષા. એ સાધ્યની સિદ્ધિ માટે તેણે આખી જિન્દગી મથામણ કરી. માર્ગે જેલ આવી, બબ્બે વખત દેશપારીઓ આવી, એક વાર પોતાના જ દેશબન્ધુને પોતાની જ ઉપર જીવલેણ હુમલો કરતો જોયો, જિન્દગીમાં કદિ સુખ, આરામ કે શાન્તિ અનુભવ્યાં નહીં; સદા કાંટાની શય્યા ઉપર જ શયન કર્યું; પણ તે કશાથી એ વીર યોધ્ધો ન ડગ્યો. નરોત્તમના ગૌરવથી એ બધી કસોટીઓ પાર ઉતર્યો; અને જેમ જેમ તે કસોટીઓ પસાર કરતો ગયો તેમ તેમ તેનો જુસ્સો, તેનો આતશ, તેનો દેશપ્રેમ વધતા જ ગયા. જીવનની છેલ્લી ઘડી સુધી એ નરસિંહે પડકાર જ કર્યો કે 'અમારૂં ઇજીપ્ત અંગ્રેજોએ ખાલી કરવું જ જોઇએ. ઇજીપ્તને સંપૂર્ણ સ્વાધીનતા જોઇએ.' આજે ઇજીપ્તનું જગતની નજરમાં જે કંઇ ઉંચું સ્થાન છે તે આ ઝગલુલનો પ્રતાપ.

આજના મનુષ્યસંઘે બધા વ્યવહારને માટે પૃથ્વીને બે ભાગમાં વહેંચી નાખી છે: એક શ્વેતવર્ણી પ્રજાઓનો ગોળાર્ધ અને બીજો શ્યામવર્ણી પ્રજાઓનો ગોળાર્ધ. એમાંથી ધોળી પ્રજાઓનો સંઘ તો ક્યારનો યે રચાઇ ચૂક્યો છે. પણ કાળી પ્રજાઓ હજી વેરણછેરણ હાલતમાં જીવે છે. અને ધોળી પ્રજાઓની ગુલામી બરદાસ્ત કરે છે. એ કાળી પ્રજાઓનો, એ પૂર્વની પ્રજાઓનો સંઘ સ્થાપવાનું સ્વપ્નું ઝગલુલે જીવનભર સેવેલું. એટલે ઝગલુલ જેમ જબ્બર રાષ્ટ્રવિધાયક હતો તેમ પૂર્વની પ્રજાઓના ઐક્યનો પરમ સમર્થ ઉપાસક પણ હતો.

ઝગલુલના જેવી એ સ્વપ્નદર્શિતા, એ ભાવીદર્શનની આર્ષ-દૃષ્ટિ બહુ જ થોડા એશિયાઇ નેતાઓને વરી છે. હિન્દમાં ચિત્ત-રંજને એ સ્વપ્ન સેવ્યું અને હિમાલયને પેલે પાર નજર નાખી ચીનની સાથે ઐક્ય સાધવા પોતાનો લાંબો બાહુ લંબાવ્યો. પણ ચિત્તરંજનની સાથે તેની એ સૃષ્ટિ પણ લય પામી છે. હિન્દમાં જેમ ચિત્તરંજન તેમ ચીનમાં સુન યાટ સેને પણ એ સ્વપ્ન

સેવેલું અને આજે તેનો અનુયાયી સંઘ એ સ્વપ્નનું યથાશક્તિ જતન કરી રહ્યો છે. પૂર્વની પ્રજાઓના ઉદ્ધારનો અને યશસ્વી જીવનનો એક જ માર્ગ છે અને તે The Orient–પૂર્વની તમામ વિધવિધ પ્રજાઓને એક કરી તેમાંથી એક શ્યામવર્ણી મહાપ્રજા સર્જી, જગતની શ્વેત પ્રજાઓના સામ્રાજ્ય-વાદી આક્રમણો સામે મોરચા માંડવાનો. પણ આજે તો ઝગલુલ, ચિત્તરંજન ને સુન યાટ સેન જતાં તે ભાવના માત્ર ભાવના સ્વરૂપે જ જીવી રહી છે; છતાં એવી પરમ ઉજ્જવળ ભાવનાના સેવનાર તરીકે ઝગલુલની પૂજા કરવાની આપણી ફરજ વિશેષ મોટી બને છે.

ચીનના ઇતિહાસમાં જે સ્થાન ડૉ. સુન યાટ સેનનું છે, ભારતના ઇતિહાસમાં જે સ્થાન તિલક મહારાજનું અને ચિત્તરંજન દાસનું છે તે સ્થાન ઇજીપ્તના ઇતિહાસમાં ઝગલુલ પાશાનું છે. એ ચારે નરોત્તમોનો અનુયાયી સંઘ જ એક દિવસ એશિયાઇ ઐક્યનું સ્વપ્ન સાચું કરશે અને પૂર્વની પ્રજાઓના મુલકમાં પૂર્વની પ્રજાઓના જ 'સ્વરાજ્ય'નો ગગનચુંબી ઝંડો ફરકાવશે.

